# વીર પુજન.

ચિત્રતાનો પ્રતાપ કી ૦-૧૦-૦



(વાંચો) અજિત પવિત્ર કુમાર ભાગ ૧ કી ૦-૧૦-૦

કીમત ૦—૧૮—૦

॥ ॐ तत्सत् ॥

# વીર પુજન.

( એક વીર રસપ્લાવિતવીર કથા )

: લેખક :

' मंगल '

-તે-


શિવલાલ ત્રિભુવન-વાંકાનેરકર

( સુમારે અર્ધા ડઝન નોવેલોના લેખક. )



પ્રકાશક.

રણછોડલાલ મોતીલાલ શાહ.

રીચીરોડ-અમદાવાદ.





પ્રથમાવૃતિ: પ્રત ૨૦૦૦

સંવત ૧૯૮૨—સને ૧૯૨૬

મૂલ્ય : ૦-૧૦-૦

" જેની સોરઠમાં અતિશય વીરતા ઉભરાય છે !
" એવા પુનિત 'આદર્શ વીર'નું વીરપુજન થાય છે ! "

ૐ

# વીર પુજન.

લેખક: 'मंगल'

## પ્રકરણ પહેલું.

" નરે-શેર "

"Nobles do not always descend from nobles."

કૈં સમયથી સંચાલિત પ્રવર્ત્તન ચક્રને સ્થિર રાખવા પરિશ્રમિત પૃથ્વી સમસ્તને આરામ આપવા રક્ત મુદ્રાએ હાસ્ય વિલસતા હ્રદયે કર્મ વ્યસ્ત દિનકર જગન મન ઝીલતો અસ્તાબ્ધિને ઉદરે જતો હતો.

સંધ્યાના સુદર સમયે વિશ્વગઢના રાજા વિશ્વસેન શાંતિને આનંદના ઉપભોગના માટે ખાસ બંધાવેલા બગીચાના મધ્યમાં ગોઠવેલા પોતાના પિતાના આરસપહાણના અશ્વારોહી બાવલાની પાસે, ફુલ છોડની વચ્ચે આવેલા ઉડતા ફુવારાની પાસે ગોઠવેલા સાફાપર આડે પડખે પડયો હતો.

તેનું મુખ પરિશ્રમ કે કોઈ પણ પ્રકારના ભય કિંવા વિષાદની છાયા મુક્ત ન હતું; તો પણ સ્વભાવિકજ જેવી જોઇએ તેવી શાંતિ અને આનંદ તેના મ્હોડા પર હતી નહિ એમ જોઇ શકાતું હતું. તેના હૃદયમાં એક જાતની ગડમથલ ચાલી રહી હતી, એમ તેના વદન પરના પળે પળે ફેરફાર પામતા ભાવો તરફ દૃષ્ટિ ફેંકતા સહજમાં કરી શકાય એમ હતું. એ ગડમથલ શી હતી ?

તેના છાતીના ધબકારા વિશેષ હતા. શ્વાસનું જર પુષ્કળ હતુ. તેની ભવ્ય આંખો ઘડીમાં મીંચાતી તો ઘડીમાં ફાટી જતી હતી ! અર્ધ મીંચેલી આંખોમાંથી શાંતિના કિરણો સ્તવતા, તો બીજીજ પળે ફાટી જતી આંખોમાંથી અગ્નિ કણો પડતા હતા ! કપાળમાં કરચલીઓ પડતાં દાંત વચ્ચે હોઠ પીસાતા હતા, આવેશના આગમનની સાથે તેનો હાથ કમર પરની તલ્વાર પર જતો હતો, પરંતુ તલ્વાર ખખડાવીને મ્યાન મુક્ત કરતાં તે કંપી જતો હતો.

તેનુ વય પાંત્રીસ વર્ષનું હતું. તેના દેહનો રંગ નહિ શ્યામ કે નહિ સુંદર એવો હતો. કાળી ભેંશ જેવી મુછો ત્રણ આંકડા વળે એટલી લાંબી હતી. તેનું ભવ્ય ભાલ અનેક મહત્વાકાંક્ષાને પાર પાડવાની યુક્તિ પ્રયુક્તિમાં ગળી જતું હતું. તેના બાહુ લઠ્ઠ જેવા, અને છાતી વિશાળ હતી.

લગભગ એક કલાક સુધી વિશ્વસેન બગીચામાં પડી

રહ્યો, પરંતુ તેને શાંતિનો સ્પર્શ થયો નહિ. પછી તે ઉઠયો અને ધીમે પગલે અંતઃપુરમાં ગયો.

દેવસ્થાનોમાં ઝાલરોના રણકાર ગાજ્યા. વિશ્વસેન, અંતઃપુરમાં આવીને ભોજનાલય તરફ જવા વિચાર કરતો હતો; પરંતુ તેનું ચિત્ત એક એવી મહત્વની બાબતમાં ચોંટેલું હતું, કે તેણે જમવાના વિચારને માંડી વાળ્યો, અને પોતાના શયન ગૃહમાં આવી પર્યંકમાં પડયો:
તે ઘણી વાર સુધી અર્ધ નિદ્રિતાવસ્થામાં પડી રહ્યો; પરંતુ તેનાથી હાથમાં લીધેલા વિચારને અમલમાં મૂકવાની યુકિતઓ શોધાઇ નહિ. આખરે તે બોલ્યો : "અરે, કોઇ છે ?"

બહાર ખુલ્લી તલવારે પહેરો ભરતો પહેરેગીર અંદર દોડી આવ્યો. અને સલામ કરીને વિનય પૂર્વક બોલ્યો.

"જી. હા. સેવક હાજર છે, હુકમ ?"

"નીતિસેનને બોલાવી લાવ." પડખું ફરતાં વિશ્વસેને આજ્ઞા આપી.

"જેવો હુકમ" કહી, નમન કરી પહેરેગીર હુકમનો અમલ કરવા ચાલ્યો ગયો.

વિશ્વસેનની વિચાર માળા ફરવા લાગી:

"શું કરવું ? કેવી રીતે પ્રસાદનો વધ કરવો ? કંઇજ સુઝતું નથી. પ્રસાદનું ખુન થાય તોજ મારા ધગધગતા હૃદયમાં શાંતિ સલિલનું સીંચન થાય. ગમે તે પ્રકારે પણ પ્રસાદનું ખુન તો કરવુંજ. હા. કરવુંજ ! કાળા પ્હાડ જેવા

ભિષણ વિશ્વસેનની સાથે વેર બાંધનાર એ શયતાનનું ઘુંટડે ઘુંટડે લોહી પીવું જોઇએ! પણ એક અટકાવ છે. સંકોચ એકજ છે અને તે વેરની વસુલાત કરવા જતાં અટકાવે છે. તે શુરવીર છે. યોદ્ધો છે. તેના શરીરના કોઇ પણ ભાગને, મારા શસ્ત્રો વડે હું ખંડિત—કે જખમી કરવા શકિતવંત બનું; ત્યાર પહેલાં તો તેની તલ્વારના અગાધ પાણીમાં હું કયાયે તણાઇ જાઉં એમ છું. માત્ર એટલોજ સંકોચ, પ્રસાદનું ખુન કરવાના વિચારને અમલમાં મુકતાં મને અટકાવે છે, હા. પણ જોઉં કે ભાઇ નીતિસેન શું માર્ગ બતાવે છે?"

ઉદ્ગાર અટકતાની સાથે નીતિસેન, વડીલભાઇની પાસે ઉપસ્થિત થયો. ખંડમાં પગ મૂકતાંજ તેણે કહ્યું:

"વડીલભાઇ! શી આજ્ઞા છે?"

"ભાઇ! આવ, બેસ."

નીતિસેન એક ખુરશી પર બેઠો. અને વડીલભાઇના મ્હોંપરના ભાવો વાંચવાનો પ્રયાસ સેવવા લાગ્યો.

વિશ્વસેન બોલ્યો: "નીતિસેન! અત્યારે ત્હને અહિં શા ઉદ્દેશથી બોલાવવામાં આવ્યો છે, તે તું ન જાણતો હોય એ સ્વાભાવિક છે. માટે તે સઘળું હું પ્રકટ કરૂં છું તે સાંભળ! મારી એક ઇચ્છાને અમલમાં મૂકવાનું કામ હું તને સોંપવા માગું છું! અને તેથી તને અહિં બોલાવવામાં આવ્યો છે."

"જ્યેષ્ઠભ્રાતાની સેવા બનશે તેટલી હું કરીશ !"

"પણ મારી ઇચ્છા ને અમલમાં મૂકવા જતાં જાનના જોખમ છે !"

"ભાઇની સેવા થતી હશે, તો જાનની કિંમત કાંઇ વધુ નહિ અંકાય !"

"મારી ઇચ્છા એવી છે કે આજ રાત્રિયેજ–" વિશ્વ-સેન અહિં અટકી પડયો. તેની જીન્હાપર પાષાણશિલાનો ભાર આવ્યો હોય તેમ દબાઇ ગઇ !

"જે ઇચ્છા હોય તે નિ:સંકોચ પ્રકાશ કરો."

"પ્રસાદનું ખુન કર !" વિશ્વસેને છાતી પર હાથ રાખીને આ શબ્દો ઉચ્ચાર્યા. અને જાણે દિવાલને પણ કાન હોય, અને પોતે ઉચ્ચારેલા શબ્દો જાહેર ન થઇ જાય એટલા માટે આખા ખંડમાં ચોતરફ દષ્ટિ ફેરવી. એ દષ્ટિમાંથી ભય નિતરતો જણાતો હતો.

વડીલભાઇની અયોગ્ય ઇચ્છાને જાણતાંજ નીતિસેનના નિતિમાન્ હ્રદયમાં નીતિનું પુર આવ્યુ. અને તે બોલ્યો:

"ભાઇ ! ભાઇ ! આ શું કહો છો ? શું વીરસર પ્રસાદનું ખુન કરવાની ઇચ્છા આપ ધરી રહ્યા છો ? શું રાજપૂત ગૌરવના સ્થંભરૂપ પ્રસાદકુમાર, આપની આંખમાં ખુંચે છે ?

"નિતિસેન ! એ પ્રસાદ મારી આંખમાં કણુંની જેમ ખુંચે છે. મારા મનાહેશોને ચૂર્ણ કરવા કટ્ટીબદ્ધ રહેતા

પ્રસાદકુમારના રાઈ રાઈ જેટલા ટુકડા થાય, તોજ મારી મનેચ્છાઓને પૂર્ણ કરવાનો કાળ પ્રાપ્ત થાય! માટે પ્રસાદનું ખૂન આજ રાત્રેજ કરી નાખ. એક પળપણ ગુમાવીશ નહિ. જોકે તે ઘણોજ શુરવીર છે પરંતુ હું ધારૂં છું કે તારી શુરવીરતા પાસે તે લાચાર બનશે, એટલે તારી તલ્વારનો ઘા, તેના ધડ અને શિરને ભિન્ન કરશે!" વિશ્વસેને આ પ્રમાણે શબ્દો ઉચ્ચાર્યા:

"વડીલબંધુ! "નીતિસેન નમ્રતાથી બોલવા લાગ્યો." આપની આ ઇચ્છા અયોગ્યજ માત્ર નહિ, કિન્તુ મહા ભયંકર છે. વિનાશના ખગળાની સાથે તમારી જીવન નૌકાને અથડાવવા જેવું પગલું ભરવાની આપની ઇચ્છા મારાથી શી રીતે અમલમાં મૂકી શકાય? વળી પ્રસાદ કુમારના વીરત્વથી રાજપૂત કુળ ગૌરવાન્વિત છે. વિના કારણ એક રાજવંશીનો નાશ કરવો એ રાજા તરીકે આપને લેશ પણ પણ શોભા સ્પદ નથી, એટલુંજ નહિ પરન્તુ આપની રાજ અમલની કારકીર્દીના પટ ઉપર કૃષ્ણકલંક લગાડવા બસબર છે. માટે કૃપા કરીને પ્રસાદ પરનો દોષ, વેરભાવ, ક્રોધાદિ સર્વ નષ્ટ કરીને તેની જગ્યાએ પ્રેમ અને મૈત્રિની લાગણીને પોખો, કે જેથી આપને અણીને વખતે એ પ્રસાદકુમાર ઘણું કામ દેશે."

"હું અન્ય કંઈપણ સાંભળવા માગતો નથી. માત્ર પ્રસાદનું ખુન કરવાની મારી ઇચ્છાને અમલમાં મૂકવાનું

કામ હું તને સોંપું છું, કિન્તુ પ્રસાદના દેહની ઘાત કરવાની હું તને આજ્ઞા ફરમાવું છું, તે વિષેનું શું પ્રતિઉત્તર આપે છે? માત્ર એટલુંજ હું સાંભળવા માગું છું!" વિશ્વસેને વાતના વિષયપર આવતાં આ પ્રમાણે શબ્દો ઉચ્ચાર્યા.

"એમ કરવા જતાં રાજતાજ જોખમમાં ઉતરે એમ છે!"

"તે મારે જોવાનું છે."

"ભાઇ!" નીતિસેન બોલ્યો: "મને ખેદ થાય છે કે આપના હૃદયમાં આવી દુષ્ટ મનેચ્છા ક્યાંથી જન્મી? પ્રસાદકુમારને, કંઇપણ ગુન્હા વિના દેહાંત દંડની ભયંકર શિક્ષા આપવી એમાં અતિશય પાપ છે. એ પાપનું કામ શું મારી પાસે કરાવવા માગો છો?"

"નીતિસેન! રાજ્યની આબાદીના માર્ગમાં પડેલા કંટકનો નાશ કરવો તેમાં પાપને સ્થાન કયાં છે? પૂર્વે ઘણા રાજાઓએ, પોતાના રાજ્યની આબાદીમાં નડતા કંટકરૂપી પ્રસાદકુમારોને પીલી નાખ્યા છે; એ બધા શું પાપના ભોકતા થયા હશે? કદીપણ નહિ. કારણકે એક રાજકર્તાનો પ્રથમ ધર્મ છે કે તેણે પોતાના રાજ્યની આબાદીનો વિસ્તાર કરવો. હવે તેમાં જેટલા વિઘ્નો હોય તેટલા દૂર કરવા કે નહિ, તે તુંજ કહે."

" પણ પ્રસાદ આપને શું કનડગત કરે છે ?"

" એતો વાતજન પૂછ. " વિશ્વસેન બોલ્યો: "પ્રસાદ, એટલી બધી કનડગત કરી રહ્યો છે કે તેનું નામ સાંભળતાંજ મારા હોઠ, દાંત, વચ્ચે પીસાય છે, અને મારાં તેત્રીસ કોટિ રૂંવાટા ઉભા થઇ જાય છે. જો તે મને કંઈપણ નુકસાન ન કરતો હોત તો મને તેનો ઘાત કરવાની શી જરૂર ? જ્યારે તે પોતાના બાહુબળમાં મસ્ત બનીને, જ્યાં ત્યાં મ્હારી હલકાઈ કરતો ફરે છે, ત્યારેજ મારે તેની ઘાત કરાવવાનું ભીષણ કાર્ય હાથમાં લેવું પડે છે ! મેં બહુ વિચાર કરી જોયો, છેવટે એ કાર્યને લાયક તું જણાયો, એટલે તને બોલાવવામાં આવ્યો છે. જોતું રાજભક્ત હો, તો નિઃસંકોચ મારા આ વિચારને અમલમાં મૂકવા આ ક્ષણેજ પ્રસાદના મહેલ તરફ જા અને એ અભિમાની પૂતળાના લોહીથી તારી તલ્વારને રંગીનાખ."

" ભાઇ ! પ્રસાદનું ખુન કરવું એ કાંઈ બાળકના ખેલ નથી. મારા મન પ્રમાણે તો પ્રસાદની સાથે મૈત્રિ રાખવામાંજ રાજનું હિત સમાયલું છે."

" તારા અભિપ્રાયને હું માગતો નથી. હું કહું છું તે પ્રમાણે તું કરી શકશે કે કેમ ?"

" પ્રસાદનું ખુન કરવું એ મારી શક્તિ બહારની વાત છે !"

" કમજોર ! કા પુરૂષ !" વિશ્વસેનની આંખો પહોળી

થઇ. કપાળમાં કરચલીયો પડી હોઠ પીસાયા: "આ તું શું લવે છે? પ્રસાદને હણવાની શક્તિ તારામાં નથી? શું તું છેકજ હીચકારો બની ગયો છે?"

"ચુપ રહો!" નીતિસેન બોલ્યો: "વડીલભાઈ! મને હીચકારો કે કાપુરૂષ કહ્યા પહેલાં એ વિશેષણો લગાડવા હોય તો તમને લગાડો પ્રસાદનું ખૂન કરવાની તમારી ઇચ્છા હતી. તો તે ઇચ્છા તમેજ કેમ પાર ન પાડી? જો તમારામાં બળ હતું, શક્તિ હતી તો તમારી ઇચ્છાને અમલમાં મૂકવાનું કામ મને સોંપવાની શું જરૂર છે? તમારી ઇચ્છા તમે અમલમાં નથી મૂકી શકતા એ શું સૂચવે છે? જો તમે સપુરૂષ કે હીચકારા હોતોજ બીજાની મારફત, સ્વેચ્છાની પરિતૃપ્તિ કરી શકો. જો વીરત્વ હોત તો આંખના પલકારા માત્રમાંજ મનેચ્છાની તૃપ્તિ કરી શકાય. આતો શક્તિ નથી, અને બીજાને મ્હોતના જડબામાં હોમવાની વાત કરવી છે, એનો કંઇક અર્થ નહિ. હું હીચકારો છું કે વીરરાજપુત છું, તેની ખાત્રી રણાંગણમાં....પ્રસાદનું ખુન કરવામાં હું નિર્બળ હોઉં, તેથી મારૂં વીરત્વ મારૂં ક્ષાત્ર તેજ જરાપણ ઓછું થતું નથી. પ્રસાદનું ખૂન કરવું એ લોઢાના ચણા ચાવવાના છે, મારા જેવો એકજ નહિ, પરંતુ સેંકડો બલ્કે હજારો યોદ્ધાઓ પ્રસાદનુ ખૂન કરવા પાછળ રોકાય, તો પણ હું છાતી ઠોકીને કહું છું કે કોઇથી પણ એ વીરવર પ્રસાદકુમાર નહિ માર્યો જાય. બોલો ત્યારે એ હજારો યોદ્ધા કા પુરૂષ અને હીચકારાજ?"

" અરે ! પ્રસાદનું ખુન કરવું એ એક મચ્છરને આમળી નાખવા જેવું કામ છે. પ્રસાદ વળી ક્યાંનો રાજા કે સુબો હતો કે તેના રક્ષણ હારની સંખ્યા મોટી હોય, અને તેથી તેનું ખુન કરનાર નિષ્ફળ નિવડે !"

" પ્રસાદનું ખુન કરવા નિકળનાર માત્ર નિષ્ફળજ નહિ, પરંતુ પોતાના જાન ગુમાવી નાખશે. સુબો નથી. તેની પાસે હજારો કે લાખોની સંખ્યામા રક્ષણ હારો નથી; એ બધું ખરૂં; પરંતુ તેની પાસે એક તલ્વારજ માત્ર હોય તોપણ તે આત્મરક્ષણ કરવા ઉપરાંત હજારો વીર યોદ્ધાના લોહીની નદી વ્હેવડાવા શકવા શક્તિવંત છે. તેની તલ્વારનું પાણી તમારા રાજ સિંહાસનને, રાજતાજને અને સાથે તમને પણ ખેદાન મેદાન કરી નાખે એટલું જોરાવર છે. જ્યારે પ્રસાદને ખબર પડશે કે તમે તેનું ખુન કરવાની યુક્તિ રચી રહ્યા છો, ત્યારે એ પ્રસાદનું લોહી ઉછળશે, તલ્વાર ખખડશે, અને નિમિષ માત્ર રાજતાજનો ચૂરો થઇ જશે. માટે રાજની અને સાથે તમારી સલામતી સાચવવાની ઇચ્છા હોય તો પ્રસાદનું ખુન કરવાની ઇચ્છા છોડી દ્યો. એ જીવતો હશે તો શત્રુઓને પરાજય આપશે અને તમારી દુઃખ વાદળીઓને ચીરી નાખશે. ભલે એ તમારાથી વિરૂદ્ધ હોય, તમારા શત્રુની સાથે મળતીયો રહેતો હોય, પરંતુ તે શુદ્ધ ક્ષત્રિય વંશીય રાજપુત બચ્ચો છે. તેનું લોહી જન્મ ભૂમિ માટે ઉછળી જશે. તમારા રાજ ઉપર દુશ્મ-

નોનો હુમલો થાય અને તે નીચા નેત્રે બેસી રહે એમ રહે એમ તમે માનો છો? તમારૂં રાજ તેની જન્મ ભૂમિ છે. કશાની ખાતર નહિ, તો સ્વજન્મનીય માતાની ખાતર પણ તે ચડી આવેલા દુશ્મનો સાથે તલવાર ખખડાવશે, અને તમને એ વખતે પ્રસાદનાં અસ્તિત્વની તેના વીરત્વની કિંમત થશે. સમજો તો સારૂં છે. નહિતર એ પ્રસાદ પોતાનું ખુન કરવાનો પ્રપંચ ખેલનારનું માથું, મિનિટ માત્રમાંજ ધડથી જુદું કરી નાખવા પ્રેરાશે."

"હં! શું નીતિ પ્રિયતાના દેખાવ નીચે આટલી કુટિલતા ભરેલી છે?! તું મારો સહોદર થઈને મારા શત્રુની પ્રસંશા-યશોગાન ગાઈ રહ્યો છે કે ધિઃકાર છે. તારી કપટ જાતિની મને હવે જાણ થાય છે. પ્રસાદની સાથે મળીને મારૂં કાસળ કાઢીને રાજ લગામ હાથમાં લેવાની તારી મનાકાંક્ષા હવે હું સ્પષ્ટ રીતે જાણી શક્યો છું. હું જાણુંછું કે તું એવા હજારો પ્રસાદને મુઠીમાં ચોળી નાંખવા જેટલો બહાદુર છે, છતાં અત્યારે એક પ્રસાદનાં વીરત્વની સ્તુતિ કરતો પોતાને પ્રસાદથી ઉતરતો કહે છે, એજ બતાવે છે કે તું પ્રસાદનો મળતીયો છે. પ્રસાદની સાથે રહીને મારૂં કાસળ કાઢવાના દાવ પેચમાં છે."

"ભાઈ હદ બહાર નજાઓ! તમારૂં ખુન કરવાનો દાવ પેચ રમવાની જ્યારે મારી ઇચ્છા થશે, ત્યારે મારો દેહ નિશ્ચેતન થઇ જશે. વડીલ ભાઈનું અનિષ્ટ! અરેઃ

તે વિચાર પણ મારાથી દૂર હો! હું પ્રસાદનો મળતીયો છું.... આગળ વધીને કહું છું કે તેનો મિત્ર છું; પરંતુ તમારૂં કાસળ કાઢવાના પ્રપંચમાં પ્રેરાયલો કહીને મારી રાજ ભક્તિ અને વડીલ બંધુની સેવાની તમે એ કદર કરી છે. મને અન્યાય આપ્યો છે."

"પણ તું પ્રસાદનો મળતીયો તો છે ને?"

"એક વખત નહિ, પરંતુ સો વખત કહું છું કે હું પ્રસાદનો મળતીયો છું. વળી પ્રસાદનોજ નહિ, પરંતુ જે વ્યક્તિમાં સુંદર વીરત્વ અને અતુલ ક્ષાત્ર તેજ ઓપતું હોય તેવી દરેક વ્યક્તિની સાથે હું મળતીયો છું. પછી ભલે તેને તમે તમારા દુશ્મન લેખતા હો!"

"એજ કહે છે કે તું દગલ બાજ અને કપટી છો. જો રાજ્યને તું વફાદાર હો તો કદી પણ રાજના રીપુની સાથે દોસ્તી રાખી શકે નહિ. જો તારામાં બેવફાપણું હોય રાજ ભક્તિની ઉણપ હોય. તોજ તું મારા દુશ્મનની સાથે બોલી શકે. બેસી શકે, મૈત્રિની ગાંઠ બાંધી શકે."

"પ્રસાદ કુમારને તમે રાજના રીપુ ગણો છો?"

"હા. ભયંકર."

"શા આધારે? રાજનું અનિષ્ટ કરવા તે કોઈ દિવસ પ્રેરાય છે?"

"એ બધી ગરબડ જવાદે. તારા એવા પ્રશ્નનો જવાબ આપવા જેટલો મને અવકાશ નથી. બોલ કે તું એ નીચનું ખુન કરી શકીશ કે નહિ?"

"હું સ્પષ્ટ કહુછું કે એ કામ પાર પાડવાની મારામાં લેશ પણ શક્તિ નથી."

"કાફર! ચાંડાલ!" વિશ્વસેનનો પિત્તો ઉછળી ગયોઃ "તારૂં કાળું મ્હોં લઇ મારાથી દુર ચાલ્યો જા. ઓ શયતાન! આ તારી રાજ ભક્તિ? મોઢામાં રામનામ અને બગલમાં છુરી એવી તારી નીચ બુદ્ધિ હવે મારાથી છુપી રહી નથી. બદમાશ! હવે સમજ પડી કે પ્રસાદનું ખુન કરવાના કાર્યને તું શા માટે પોતાની શક્તિ બહારનું કાર્ય જણાવી લાચારી પ્રદર્શીત કરે છે! તારા મનમાં એમ કે પ્રસાદ જીવતો હશે તો પાંચે દહાડે તેની મદદથી રાજની લગામને તું તારે હાથ કરી શકશે! ઓ! હવે હું શા માટે ન માનું કે રાજ્યની લાલચે તું મારૂં છાનું ખુન કરવા કોઇ વખત તૈયાર ન થાય? શયતાન! તું કોણ? ખરો ભાઈ કે મારા આત્માને જહન્નમમાં ઘસડી જવાની ઇચ્છા રાખતો ભૂત, પલિત, ખવીશ કે કસાઇ?"

"**તમારો—સાચો—ભાઇ**"

એવા તો જીગરના પ્રમાણિક જોશ અને શાંતિ ભર્યા ટેકથી આ ત્રણ શબ્દો નીતિસેન બોલ્યો, અને તે વેળા તેનું ઉંચું અંગ તથા મોહ, મુખ આકૃતિ તેજથી એવા દીપવા લાગ્યા, કે બાહેરથી કોમળ દેખાતો આ જીવ એક ખરેજ નરે—શેર હતો. એમ વિશ્વસેન પહેલીજ વાર જોઇ શક્યો.

અને એક તીવ્ર દૃષ્ટિ ફેંકીને નીતિસેન ત્યાંથી ધીમે પગલે પોતાના આવાસ તરફ ચાલ્યો ગયો.

---

# પ્રકરણ બીજું.

## ભાઈ કે કસાઈ ?

પ્રસાદ વિશ્વગઢના જાગીરદારનો પુત્ર હતો. તેના માતા પિતા તેને નાની વયમાં નિરધાર મૂકીને સ્વર્ગ પ્રતિ પ્રયાણ કરી ગયા હતા. પ્રસાદનું પોષણ કરનાર કોઇ ન રહ્યું ત્યારે પ્રસાદ—પાંચ વરસના પ્રસાદની પ્રભુતા તેના એક કુટુમ્બીએ જોઈ. પ્રસાદના મનોહક પરન્તુ ક્ષાત્ર તેજથી ઓપતા ચ્હેરાએ તેને ભુખે મરવાના કાળને વશ થવા ન દીધો. બની તેટલી સારવારથી પ્રસાદને પોષવાની ફરજ તેણે વીચારી. પ્રસાદે ન્હાની વયમાં માતા પિતા ગુમાવ્યા હોવાથી મ્હોટો થયો ત્યારે તેને માતા પિતાની ઉણપ વધારે સાલવા લાગી નહિ કેમકે તેના પાલક પિતાએ તેને કંઈ પણ ઓછું આવે નહિ એવી સાવચેતી રાખી હતી. અને જ્યારે પ્રસાદ મોટો થયો ત્યારે તેને શસ્ત્રવિદ્યા શિખવાડવામાં આવેલી હોઇ તે એ વિદ્યામાં એટલે સુધી પારગંત થઈ ગયો કે તેનાથી વીર યોદ્ધાઓ પણ કમ કમવા લાગ્યા.

વિશ્વસેનનો સ્વભાવ અદેખો હતો, કોઇની 'સારી વાત' ને સાંખી શકતો નહિ. પ્રસાદની પ્રભુતાએ તેને એવો દુષ્ટાશયી બનાવી દીધો કે પ્રસાદનું ખુન કરવાની યુક્તિના વિચાર સિવાય બીજો એક પણ વિચાર તેના મગજમાં આ-

વતા નહિ. એક દિવસ એ નિચ વિચારની પ્રબળતાએ પોતાનો દુષ્ટાશય વિશ્વસેને પોતાના ન્હાના ભાઈને જણાવ્યો તેનો સ્વીકાર નીતિસેને કેવી રીતે કર્યો તે આગલા પ્રકરણમાં આપણે વાંચી ગયા છીએ. હવે વાર્તા પ્રવાહમાં આગળ વધીએ.

નીતિસેનના ચાલ્યા જવા પછી વિશ્વસેન વિચાર કરવા લાગ્યો.

" એ ચાલ્યો ગયો.... એ મ્હારો ભાઈ નહિ પણ કસાઇ હોવો જોઈએ. મારી વાતને તેણે ઠોકરે મારી, પણ હું ખરો કે તેને તેના ઉદ્ધત સ્વભાવનો કડવો બદલો આપું તે પ્રસાદને જઈને મળશે અને મારી વાત પ્રસાદને જણાવશે તો એ પ્રસાદ જરૂર મારી ઘાત કરવા પ્રેરાશે. માટે મારે અત્યારેજ નીતિસેનની પાછળ જવું અને બનતા પ્રયત્ને તેની ઘાત કરીને પાછા ફરવું."

છિ: છિ: એક હિન્દુ, અરે ! કસાઇ પણ કોઇનું લોહી પીવા તરસ્યો થતો નથી. વિશ્વસેન પોતાના ભાઈનું ખુન કરવા જેટલો નિર્દય બનવા તૈયાર થયો.પોતે એકલા જવામાં જોખમ જેવું હતું તેથી પાંચ પોલીસો હથિયાર બંધ તેણે સાથે લીધા અને નીતિસેનના નિવાસ તરફ અંધારી રાત્રે તે ઉપડી ગયો,

નીતિસેન પોતાના જયેષ્ટ ભાઈની પાસેથી સીધો ઘેર આવ્યો ને પલંગમાં પડયો ભાઈની ખરાબ મતિથી તેને ઘા લાગ્યો હોય એટલી વેદના થઈ. પ્રસાદનું કોઇપણ રીતે

રક્ષણ કરવાનો તેણે વિચાર આવ્યો. તેને ખાત્રી થઇ હતી કે વિશ્વસેન ગમે તે પ્રકારે પણ પ્રસાદનું ખુન કર્યા સિવાય રહેવાનો નથી. માટે પ્રસાદ જેવા વીર યોદ્ધાને બચાવવાની પવિત્ર ફરજ પોતે કેમ ન બજાવવી ?

આવા આવા વિચારમાં તે મોડી રાત્રે સૂતો. અનેક વિચારની ગડમથલ પછી મહા પ્રયત્ને તે નિદ્રાધિન થઈ શકયો. આખા વિશ્વ ઉપર કરાળ અંધકારની છાયા વિચરી રહી ને તેના શયન ગૃહના દ્વાર પર કોઈની લાત પડી.

એ લાત મારનાર અન્ય કોઈ નહિ પણ વિશ્વસેન પોતેજ હતો. નીતિસેન સૂઇ ગયો ત્યારે દ્વાર બંધ કરવાનું ચુકી ગયો હતો તેથી એ તકનો લાભ વિશ્વસેનને મળ્યો. લાત વાગતાં કમાડ ઉઘડી ગયાં. ને વિશ્વસેન અંદર પેઠો. એ વખતે તેના હાથમાં નગ્ન તલવાર ચમકી રહી હતી. તેની મુખાકૃતિ અત્યંત ભયંકર દીસતી હતી. નીતિસેન હજી થોડીવાર થયાંજ સૂતો હતો તેથી કમાડપરના લતા પ્રહારના અવાજથી જાગ્રત થઇ ગયો ને તેની આંખોએ વડીલભાઈની ભયંકર આકૃતિ જોઇ. નીતિસેન પ્રથમતો ધ્રુજી ગયો પરંતુ પાછળથી હિમ્મત લાવીને બોલ્યો.

" તમારો અહિં આવવાનો ઉદ્દેશ શું છે ?"

આંખમાંથી અગ્નિ કણો વર્ષાવતો વિશ્વસેન બોલ્યો.

આજે આ તલ્વાર વડે તારા ધડ–શિર જુદા પાડવા માટે હું અહિં આવ્યો છું."

નીતસેન આ સાંભળીને અત્યંત ધ્રુજી ગયો. એક સહોદરને આટલી શયતાનીયતાભરી પ્રવૃત્તિ સેવતો જોઇ નીતિસેનના નિર્દોષ હૃદયમાં જે કમકમાટી થઇ તે અવર્ણનીય હતી. પરંતુ તે વીર હતો. તેણે એ કમકમાટીનો ત્યાગ કરી શરીરને નિષ્કંપ બનાવી કહ્યું:

" ભાઇ ! ભાઈ ! તમે શું બોલો છો ? શું મ્હોટો ભાઈ પોતાના ન્હાના ભાઈનું ખૂન કરશે ? કાળયુગ એટલી હદે શું ગબડી પડયો છે ? ભાઇ ! આપને હમણાં શું થઇ ગયું છે તેની મને ખબર પડતી નથી. મ્હારો શું વાંક છે. તેથી મારો ઘાત કરવા જેટલી અધમ હદે તમે જવા તૈયાર થયા છો ?"

" ચૂપ કર, ચંડાળ !" વિશ્વસેન ક્રોધથી દાંત કચ કચાંવતો બોલ્યો.

" સીધી રીતે મારી સામે હાથ જોડીને નીચા નેત્રે ઉભો રહે એટલે મારી ઇચ્છા તૃપ્ત કરવા–તારી ગરદન પર મારી તીખી તલવાર ફેરવી નાખું. જો એકપણ અક્ષર ઉતાવળે સાદે બોલ્યો છેકે કાંઈપણ સામા થવાનાં પગલાં લીધાં છે, તો જાણજે કે હું એકલો નથી. મારી સાથે પાંચ પોલીસો હથિયાર બંધ છે. તારા આ ખંડના દ્વારના ઓથે તેઓ લપાયલા છે. હું તાલી પાડું એટલામાં તો તેઓ આવી પહોંચશે ને બલાત્કારે તારો જાન લેશે. સમજ્યો ? માટે અધી શેખાઇ જવા દઇને ચૂપ પણે મારી સામો ઉભો

રહે. મારી તલ્વાર તારી ગરદનપર ફરવા અને તારાજ લોહીથી તારા શયનગૃહને રંગી નાખવા હું તલપાપડ થઈ રહ્યો છુ."

"ભાઇ ! ભાઇ ! પણ મારો વાંક શું તે કહેશો !"

નીતિસેન ઘણા નમ્ર અવાજે બોલ્યો. વડીલભાઇ પ્રત્યે કેવી રીતે વર્ત્તવું એ બરાબર જાણતો હતો, જ્યેષ્ઠ ભ્રાતાને અપમાન આપવાની કલમનો તેના શિક્ષણ શાસ્ત્રમાં સર્વથા અભાવ હતો.

" તારો વાંક શું છે તે કહેવાની મને નિવૃત્તિ નથી. જલ્દી કર. આવીજા મારા સામે. ઉભો રહે નીચા નેત્રે. ને—ને હું મારી તલ્વારની તૃષા તારા લોહીને રેડીને તૃપ્ત કરવા પ્રેરાઉં !"

આ શબ્દો વિશ્વસેન એવી તો ધમકીના રૂપમાં બોલ્યો કે તેને ભાઇ ગણવો કે કેમ એ પ્રશ્ન નિતિસેનના મગજમાં ઉપસ્થિત થયો. પરંતુ એ પ્રશ્નનો તેણે નિકાલ કરવા જરા પણ પ્રયાસ સેવ્યો નહિ. ને ઘણાજ નમ્ર અવાજે બોલ્યો.

" ભાઇ ! તમારી તલવાર મારી ગરદન છેદી નાખશે તેમાં તમને શું મળે એમ છે તે જણાવશો ? જો તમને જે પ્રાપ્તી થવાની હશે તેની કિંમત કરતાં મારા જીવનની કિંમત મને ઓછી જણાશે તો તમને સુખી કરવા માટે હું ખુશીથી મારૂં માથું તમારી તલવાર નીચે ધરીશ."

કેવા સુંદર શબ્દો ! જો ખુનીને પોતાના મ્હોતથી

જે પ્રાપ્ત થવાનું હોય તેની કિંમત પોતાના જીવનથી વિશેષ હોયતો ને પોતાના જીવનને ખુશીથી છેદી નંખાવવા તૈયાર થાય.ગમે તેવી પ્રાપ્તિ હોય.—અરે ! ચૌદ ચોકડીનું માહારાજ્ય મળતું હોય તો પણ સહોદરનાં જાન કરતાં તેની કિંમત વધારે હોય કેમ ? તે બાબત ઉકેલવા બેસીએ તો પૃષ્ઠોના પૃષ્ઠો ભરાઈ જાય એમ છે. હાલ તો એટલુંજ કહીને સંતોષ લઇશું કે નીતિસેને જે શબ્દો ઉચ્ચાર્યા તે તેની ભાઈ પ્રત્યેની વફાદારી—બંધુ ધર્મની પરાકાષ્ટા હતી. વિ-શ્વસેનની ભયંકર મુખ મુદ્રા અને તેના મોંમાંથી આવતા શબ્દો પાપી અને શયતાનીયતની પરાકાષ્ટા હતી.

" એ બધી પંચાત જવાદે." વિશ્વસેન બોલ્યો: એક " એક શબ્દમાં સમજી જા. અને મૌનપણે ઉભો રહીને મારી તલ્વારને પામ. હવે વધુ બકવાદ કરશે તો મારા પોલીસોના હાથ તારી ગરદન મરડી નાખશે. માટે બધી ગરબડ જવાદે."

નીતિસેન આ શબ્દો સાંભળી ઘણોજ દીલગીર થયો. થોડીજ પળ પછી તેની એ દીલગીરી દુર થનાં તે જગ્યા વીરતાએ લીધી. વીરતાની રેખા તેના વદનપર ઝળહળી એની સાથેજ તેના મનમાં એ વિચાર આવ્યો.

" આવા ભાઈને શી રીતે માનવો ?"

પણ તેની એ વીરતાનું અવસાન થઇ ગયું ને બંધુ ધર્મની પવિત્ર જ્યોત તેના વદનપર પ્રસરી રહી.

તે બોલ્યો:

" ભાઈ ! ભાઇ ! જ્યારે તમે મારૂં ખુન કરવા આવ્યા છો ત્યારે મારે તમને પાછા ધકેલવા એ ઠીક નહિ. ભાઈની તલ્વાર ભાઇની દેહ પર ફરે એ કેટલી વેદના ભરી વાત છે ? છતાં પણ આપ વડીલ છો, તો આપના પ્રત્યેની મારી બંધુ ધર્મ બજાવવાની વૃત્તિને લઇને હું તમારી પાસે હાથ ચલાવ્યા વિના હૃદય કે મગજની વૃત્તિને ગુમાવ્યા વિના શાંત પણે ઉભો રહું છું. ચલાવો શમશેર. ભાઇનું ખુન કરવામાં તમને શાંતિ અને સુખનો સ્પર્શ થાય એમ હોય તો ખુશીથી તમારી તલ્વાર ન્હાના ભાઇના પવિત્ર લોહીથી ખરડાવો. જીવવાની મને મમતા નથી. ભાઈના સુખના માર્ગમાં હું કંટક રૂપે હોઉં તો જરૂર હું મારા જાનને ચીરી નાખવા દઇશ. ભાઇના હાથે મરતાં મને અત્યંત આનંદ થશે. મરવાથી મને લેશ પણ ખેદ થતો નથી. વડીલ ભાઇ ન્હાના ભાઇનું ખુન કરવા તૈયાર થાય એ વાતથી જે ખેદ થવો જોઈએ તે ખેદને પણ હું ધ્યાનમાં લેતો નથી. ચલાવો તલ્વાર, બસ, હું મરવા તમારી તલ્વારને ભાઇના રક્તથી રંગી નાંખવા—નિઃસંકોચ તૈયાર છું ! "

નીતિસેન શાંતપણે તૈયાર થઈ વડીલભાઈની પાસે નીચા નેત્રે ઉભો રહ્યો. વિશ્વસેન તેને તલ્વાર ઉગામવા તૈયાર થયો પણ જેવી તેણે તલ્વાર ઉગામી ત્યાં પાછળથી તેનો

હાથ કોઈએ પકડી લીધો તેથી નીતિસેન મ્હોતના કિનારે ઉભો હતો તેનો બચાવ થઈ ગયો.

એ આવનાર કોણ હતો ?

વિશ્વસેન પાછો ફર્યો. પ્રસાદની પ્રભુતા ભરી આંખાંએ વિશ્વસેનની ભયંકર મુખમુદ્રા જોઈ પ્રસાદની આખમાંથી તીવ્રખુનસ ટપકી રહ્યુ હતું. વિશ્વસેન પ્રસાદની આમે ટકી શકે તેવો શુરવીર ન હતો. વાત બગડી જતી જોઇને પોતાને પ્રસાદને કબજે થતો જોઇને વિશ્વસેન તાલી પાડી. બહાર ઉભેલા તેના પોલીસો આવ્યા નહિને તેને બદલે એ તાલીના જંવાબમાં પ્રસાદ બોલ્યો.

" રાજા ! એ તાલીનો હવે કંઈજ પ્રભાવ પડવાનો નથી. કારણ કે તમારા પાંચ પોલીસો જે બહાર ઉભા હતા તેને મેં ઠાર કર્યા છે. અંદર પ્રવેશ કરતાં તેઓ મને રોકવા. ગયા અને પરિણામે ધુળ ફાક્તા થઇ ગયા છે. બોલો હવે તમારો શું વિચાર છે ? તમારે અમારા કબજે થવું પડશે. અમારા બંદિવાન થવા તૈયાર થાઓ અથવા તો ભાઈનું ખુન કરવાના પાપને વ્હોરવા તૈયાર થયેલા નીચ, પાપી, શયતાન તરીકે મારી તલ્વારને ભેદી પડો. આ બે રસ્તા તમારા માટે ખુલ્લા છે. જોઇએ તે રસ્તો પસંદ કરી લ્યો "

આ પ્રમાણે બોલીને પ્રસાદ વિશ્વસેનના વદન તરફ ખુનસ ભરી નજરે જોઇ રહ્યો. વિશ્વસેન પ્રસાદનું એ ખુનસ ઝીલી શકે એમ ક્યાં હતું ? તે થરથર કંપવા લાગ્યો જાણેકે

ત્યાંથી •ડાસી છુટવાની બારી શોધતો હોય તેમ ચારે તરફ ભય ભરી દૃષ્ટિ ફેંકવા લાગ્યો.

નીતિસેનની મદદે આવનાર પ્રસાદ મહાશુર હતો. તેવા એક રજપુત બચ્ચાને પોતાની મદદે આવેલો જોઇને નીતિસેને પરમાત્માનો પાડ માન્યો.

" બોલો શી ઇચ્છા છે ? શું વિચાર છે ? " પ્રસાદ પુનઃ બોલ્યો.

" તું....તું અહિં કેમ આવ્યો ? " વિશ્વસેનને પોતાની મહત્તાનો ખ્યાલ આવ્યો અને તેથી પ્રસાદ પોતાની પાસે એક મગતરૂં જેવો છતાં પોતાને કબજે કરે એ તેને મન અસહ્ય વાત થઇ પડી. છતાં સ્હેજ કંપતા આવજે તે બોલ્યો.

" તમારા પાપને અટકાવવાને તમારા લલાટમાં અંકાયલા પાપમાં વર્ણનાતીત પાપનો ઉમેરો ન થાય એટલા માટે મારા જોખમે જખમ પણ હું અહિં આવી પહોચ્યો છે. ધિઃક્કાર છે. ! રાજા ! ધિઃક્કાર છે. એક સહોદરનું ખુન કરવાની વૃત્તિને ઉત્પન્ન કરનાર તારા જેવા ભાઇ નહિ પણ કસાઇથી પણ વધારે અધમ છે. વધુ શું કહેવું ? બોલો અમારા કેદી થાઓ છો કે નહિ ? "

વિશ્વસેન પ્રસાદનો ચ્હેરો અને તેની બોલવાની છટા જોઇને કંપવા થયલા માનવીને પેઠે કમ્પવા લાગ્યો. પ્રસાદ મોસમ વિના ક્યાંથી ટપકી પડયો એ વિષે તેણે ઘણી વિમાસણ કરવા માંડી. પ્રસાદનું મ્હોં ભાગી નાખવાનો તેનો

ગુસ્સો આવ્યો. એ ગુસ્સાના આવેશમાં તેણે આંખમાં ક્રોધ ઝબકાવ્યો; તલવાર વાળો હાથ જે પ્રસાદે મજબુત પકડયો હતો તે છોડવવા અને પ્રસાદનું ખુન કરવા તેણે આચકા મારવા માંડયા. પણ પ્રસાદ એવા એક વિશ્વસેનને ગણકારે એવો કયાં હતો ? જેમ વિશ્વસેને આંચકા મારવા માંડયા તેમ પ્રસાદના હાથનું જોર વધ્યું ને તેની આંખમાંથી સુરતા ખુનસમાં ઓર વધારો થયો. ને તે હવે ઘણુંજ ક્રોધ પૂર્વક બોલ્યો.

" આ નીતિસેન નથી રાજન્ ! આ તો પ્રસાદ છે. તમારા કાંડાનું જોર પ્રસાદને હલાલ કરી શકશે નહિ. પ્રસાદને પુરતું અભિમાન છે કે તમારા જેવા વિશ્વસેનો કદાચ સંખ્યા બંધ આવે અને પોતાના બાહુ બળથી પ્રસાદને મસળી નાખવા મથે તો આ એકલો પ્રસાદ તે છૂંદીને રાઈરાઈ જેટલા ટુકડા કરી નાખવા જેટલી અતુલ શક્તિ ધરાવે છે. નાહક શામાટે બળ અજમાવવાનો પ્રયાસ કરો છો ? તમારા આંચકાથી મારો હાથ તમારા હાથને છોડે એવી સ્વપ્ને પણ કલ્પના કરશો નહિ. તમારી પાપી આકૃતિને આ ખંડની દિવાલ સાથે ચાંપીને છુંદી નાખવા જેટલો મને ક્રોધ ચઢે છે પરંતુ શું કરૂં કે તમે અમારા રાજા છો. જો કે રાજા જ્યારે રાજકર્તાની ફરજને વિસારે મૂકે ત્યારે તે રાજા કહેવાય કે કેમ એક ગંભીર સવાલ છે તોપણ આ પ્રસાદ ગમે તેવો ઝનુની હોય તો પણ તેનું એ ઝનુન

પોતાના રાજા ઉપર વરસાવવાનું સયુક્ત માને છે. માટે મને વધારે ક્રોધિત બનાવવા કરતાં કાંઇપણ આંચકા વિના, પ્રસાદને મારવાનું બળ અજમાવવા જતાં પોતાનોજાન ગુમાવવા જેવું છે એમ સમજીને અમારે તાબે થાઓ. અમે તમને ખાત્રી આપીએ છીએ કે તમારૂં માન એક રાજકમાં જેટલુંજ જાલવવામાં આવશે. તમને કશીપણ ઉણપ આવે એમ કરવામાં પ્રસાદ બહુ ડર જોશે. જો કેદ કરીને તમને દુઃખ કિંવા ત્રાસ આપવાનો વિચાર હોય તો તમને આ ક્ષણેજ હતા ન હતા કરી નાખવાની મારામાં ક્યાં તાકાત નથી? પરંતુ મને તમારા તરફ—અમારા રાજા છો એટલા માટે અત્યંત માન છે.- એક ભાઇ પોતાના સહોદરનું સત્યાનાશ કરવા તૈયાર થયો તેવા ભાઇ પ્રતિ માન જરા પણ ન રાખવું જોઇએ, કિંતુ એવા સહોદર શયતાનને કકડે કકડે ગીધ કે સમડાને ખવડાવી દેવો જોઇએ. પરંતુ પ્રસાદ તમારા તરફ પૂર્વ પેઠે હજી પણ—ભાઇનો વધ કરવા તૈયાર થઇ ગયા—તો પણ માનની દષ્ટિ રાખે છે, અને એ દષ્ટિ તાકીને હું કહુ છું કે તમે કંઇ પણ બોલ્યા વિના નિ:સંકોચ અમારે તાબે થઇ જાઓ. તેમાં તમારૂં હિત છે."

આટલું લાંબુ બોલીને પ્રસાદ ચુપ રહ્યો. અને પોતાના શબ્દોની વિશ્વસેનને શી અસર થાય છે તે જોવા વિશ્વસેન પ્રતિ દષ્ટિ તાકીને મૌન સેવીને સ્થીર ઉભો રહ્યો. હજી પણ

વિશ્વસેનનો હાથ જે હાથે તલ્વાર ઉગામી હતી તે હાથે મજબુત રીતે પ્રસાદે પકડી રાખ્યો હતો. વિશ્વસેન પ્રસાદનું ભાષણ સાંભળીને મનમાં અનેક તર્ક વિતર્ક કરવા લાગ્યો. કેદી થવું કે જોર અજમાવી તેના પરિણામને પાત્ર કરવું એ બે વિચાર પર તેણે ઘણી પળો ગુમાવી છતાં તેનાથી કશો પણ અંતીમ નિશ્ચય થઇ શકયો નહિ. આ જોઇ પ્રસાદ અકળાયો ને બોલ્યો.

" તલ્વાર નિચે ફેંકી દો. "

વિશ્વસેને તલ્વાર છોડી નહિ તેથી પ્રસાદે તેના તલ્વાર પકડેલા હાથને જોરથી ખખડાવ્યો અને મ્હોઢેથી મોટે સાદે તે બોલ્યો " તલ્વાર ફેંકી દો. "

અનિચ્છા થતાં વિશ્વસેને તલ્વાર નીચે ફેંકી દીધી. અને પ્રસાદે વિશ્વસેનને બંદીવાન કરી લીધો. નીતિસેને તેમ ન કરવા કિન્તુ વડીલ ભાઇને છુટા કરી દેવા પ્રસાદને ખુબ વીનવ્યો એટલે પ્રસાદે નિરૂપાયે વિશ્વસેનને છુટો કર્યો. લજ્જિત મુદ્રાએ પ્રસાદ પ્રતિ ક્રોધની દષ્ટિ ફેંકીને વિશ્વસેન ત્યાંથી ચાલતો ગયો ને પ્રસાદ તથા નીતિસેન વાર્તાલાપ કરતા બેઠા.



# પ્રકરણ ત્રીજું.

## પ્રણયાંકુર.

"હવે કોઈ પણ રીતે આપણે વિશ્વગઢને છોડવું જોઇએ." વાર્તાલાપની શરૂઆત કરતાં પ્રસાદ તે પ્રમાણે બોલ્યો.

"મને પણ જણાય છે કે વિશ્વગઢના પરિત્યાગ ઉપર આપણી સભા મળી છે. કારણ કે ભાન ભુલેલો રાજા જરૂર આપણી ઘાત કરવાના પ્રયત્નને અજમાવશે." નીતિસેને પ્રસાદના વિચારને અનુમતિ આપીને પછી પૂછયું :

"તમે અત્યારે અહિં કયાંથી આવી ચ્હડયા?"

"નીતિસેન! હું જ્યારથી બહાદુર તરીકે ગામમાં ખ્યાતિ મેળવવા ભાગ્યશાળી થયો છું ત્યારથી મને એક એવી ટેવ પડી છે કે દરરોજ રાત્રે ગામમાં અંધારે ભટકવું અને જે દુ:ખી જણાય તેને બનતી મદદ કરવી. મારા એ નિત્ય નીયમ અનુસાર આજે હું ગામમાં ફરતો ફરતો તમારા મકાન આગળ આવી પહોંચ્યો. મારા કાન રાતને વખતે અત્યંત તેજ રહે છે. એટલે તમારા શયનરૂમમાં વિશ્વસેન જે બોલતા હતા તે મેં સાંભળવાનો પ્રયાસ કર્યો ને મહા મુશીબતે હું એટલું સમજી શકયો કે તે એકાદ આદમીનું ખુન કરવા માગે છે. મારૂં લોહી તરત ઉકળી આવ્યું ને

હું અહિં દોડી આવ્યો. પણ દ્વાર બહારના તે રાજાના પાંચ પોલીસો મને અંદર જતો અટકાવવા તૈયાર થયા અને પરિણામમાં તેઓ મ્હોતના પંથે ન્હડી ગયા. "

પ્રસાદે એ પ્રમાણે સવિસ્તર હકીકત કહી સંભળાવી. પ્રસાદની વીરતા પર નીતિસેન આફ્રીન થઇ ગયો. તે બોલ્યો.

" પ્રસાદ! જે કઠિન સંયોગોમાં હું આવી પડયો હતો તે પણ કહું, લગભગ ચાર કલાક પહેલાં વિશ્વસેન મહારાજાએ તેમના બંગલે મને બોલાવરાવ્યો હતો અને તમારૂ ખુન કરવાનું પાપ કાર્ય હાથ પર લેવા તેમણે મને ઘણું કહ્યું હતું; પરંતુ મેં તેમની એ અધમતાને તિરસ્કારી કહાડી તેથી છેડાઇને એ વાત હું બીજા કોઇને કહી દઉં એ ભયથી તેઓ અત્રે મારૂં ખુન કરવા આવી પહોંચ્યા હોય એમ અનુમાન થઇ શકે છે. પરંતુ જેને રામ રાખે તેને કોણ ચાખે? અચાનક તમે આવી ન્હડયાને તેમના હાથ હેઠા પડયા. "

" શું તે રાજા મારૂં પણ ખુન કરવા માગે છે? " પ્રસાદ દાંત વચ્ચે હોઠ દાબીને બોલ્યો. તેનું મોઢું લાલચોળ બની ગયું.

" હા. " નીતિસેન બોલ્યો.

પ્રસાદના ક્રોધની સીમા રહી નહી.

" ત્યારે તમે તેને કેમ જતો રહેવા દીધો? તે વખતે મને કેમ ન કહ્યું પ્રસાદનું પણ ખુન કરવા માગે છે! ખરેખર! તો એ વખતે હું તેને પ્રસાદના હાથનું પાણી બતાવી દેત તેને હું અહિંથી જીવતો જવા દેત નહિ. પણ હજીએ હું—"

પ્રસાદને બોલતો અટકાવીને વચ્ચેજ નીતિસેન બોલ્યો.

"મારા ભાઈ છે—વડીલ છે, માટે આપણે તેમની નીચતા તરફ કશું પણ ધ્યાન આપવાનું નથી."

"આપણને જે હણે તેને હણવામાં કંઇ પણ પાપ નથી, એમ મારૂં માનવુ છે." પ્રસાદે આ પ્રમાણે શબ્દો ઉચ્ચાર્યા.

"એ તમારી માન્યતા મને પ્રસન્ન નથી. માટે ગમે તેવા તોય તેઓ આપણા મુરબ્બી છે. રાજા છે. આપણાથી તેમના અનીષ્ટનો વિચારથી કરી શકાય નહિ."

નીતિસેન આ પ્રમાણે બોલ્યો એટલે પ્રસાદનનો ક્રોધ ચાલ્યો ગયો. વિશ્વસેનને તેણે ઉદાર દીલથી માફી આપી.

પ્રસાદ નીતિસેનની રજા માગતાં બોલ્યો.

"હવેહું જઇશ, નીતિસેન! તમે સુઈજાઓ."

"આજની રાત અહિંજ સુઇ રહોતો! કદાચ–"

"શું?"

"કદાચ વિશ્વસેન તરફથી—"

"અરે! એ ભય શું ધરી રહ્યા છો! નીતિસેન! વિશ્વસેનના સેંકડો સ્વારો મ્હારો વધ કરવા માટે તૈયાર રાખે તોપણ પ્રસાદની તલ્વારમાં પાણી છે; તેના હાથમાં અવર્ણનીયજોર છે ને તેથી તે પોતાનું આત્મ સંરક્ષણ વિના હરકતે કરી શકે એમ છે. તે બાબત તમારે કશો પણ ભય રાખવો નહિ."

એમ બોલી પ્રસાદ ઉઠયો નીતિસેન પ્રસાદની વીરતા ભરી મુખાકૃતિ ઘણુજ આનંદથી જોતો તેની સાથે ખંડની બહાર આવ્યો. બહાર પડેલા ચત્તાપાટ પોલીસોના શબ્દ જોઇને નીતિસેનને મહાન્ ધ્રુજારો ઉપજ્યો. કોઇનો હાથ કપાઇ ગયેલો, કોઇનું જડબું ભાગીગયેલું, કોઇનો પગ તૂટી-ગયેલો, કોઇનું ડોકું ઉડીને દુર પડેલું—એવી ભયંકર દશામાં પાંચ શબો પડેલા હતા. નીતિસેને પ્રસાદની વીરતાના અત્યંત વખાણ કર્યા. અને એ વખાણમાં તેણે એમ પણ જણાવી દીધું કે આવા પહેલવાનને કદાવર જેવા પાંચ પોલીસોને હાથે યમસદન પહોંચાડનાર વીર પ્રસાદ કુમારની મીત્રતા મને અભીમાન લેવા માટે પુરતું છે.

પ્રસાદના ગયા પછી નીતિસેને એજ વખતે એ પાંચે શબોને પોતાના માણસો માર્ફત ગામ બહારની ખાઇમાં ફેંકી દેવરાવ્યાની ગોઠવણ કરી; ને પછી પ્રસાદનો આભાર માનતો ને પરમ કૃપાળુ પરમાત્માની અત્યંત દયા અનુભવતોતે પર્યંકમાં પડયો. પણ તેને નિદ્રા આવી નહિ. એક જાતિમાં જન્મેલા વિશ્વસેન અને પ્રસાદ, છતાં પણ એવી બન્નેમાં જે તફાવત હતો તે આકાશને જમીન જેટલા અંતરનો હોઈ તેણે પોતાના વડીલભાઇની અધમતાપર ધિઃક્કાર વર્ષાવ્યો. પોતાનું આજે આવી બન્યું હતું, જીવ લેણા સમયે પ્રસાદની હાજરીથી પોતે બચી ગયો એ તેને આનંદનો વિષય થઈ પડયો. જાનના જોખમે પોતાને કરેલી

મદદ માટે પ્રસાદ તરફ તેને એટલું માન વછૂટયું કે તે માનનું વર્ણન કયા શબ્દોમાં કરવું તે અમને સુજતું નથી!

પ્રભાત થવાની તૈયારી હતી: ને એ વખતે નીતિસેનની આંખ સ્હેજ મીંચાવાપામી. ને તેથી નિત્ય નિયમ પ્રમાણે તેનાથી વખત સર ઉઠાયું નહિ. તેથી તેની પુત્રી ઉત્સા પિતાને જગાડવા આવી.

" પિતાજી ! પિતાજી ! "

નીતિસેન જાગી ઉઠયો. દરરોજ કરતાં આજ તે વધુ વખત પથારીમાં પડયો રહ્યો હતો તેથી જે આશ્ચર્ય થવું જોઇએ. તેના કરતાં દ્વારપર જોયેલા લોહીના ડાઘા પરથી ઉત્સાને વિશેષ આશ્ચર્ય થયું. એ આશ્ચર્ય સાથે તેને કંપ પણ થયો.

પિતાને જાગ્રત થયલા જોઇ ઉત્સા બોલી.

" પિતા! દ્વારપર લોહીના ડાઘા ક્યાંથી ? "

" ઉત્સા ! શું કહું ? રાત્રે તારાપિતાનું ખુન થવાનું હતું; ને જો તેમ થયું હોતતો તું પિતા વિનાની થઇ પડત પણ મારૂં 'હર્ષ'–પરમાત્માના દરબારમાં મારા આયુષ્યની કલ્પનાહશે; ને તનેપિતાના વ્હાલ હજી વધારે ભોગવવાનું હશે તેથી એકવીર અચાનક આવી ચ્હડયો ને હુ મ્હોતનાં મ્હોંમાંથી બચી શકયો "

ઉત્સા બાર વર્ષની હોઇ તેનું હૃદય અત્યંત કોમળ

હતું. તેના કોમળ હૃદયમાં પિતાના શબ્દો સાંભળીને અત્યંત ઘા થયો હોય તેમ તે કમકમી ગઇ તે બોલી.

"પરમાત્માની કૃપા! તેમનો આભાર! પણ તમારૂં ખુન કરનાર કોણ આવ્યું હતું?"

"તે નામ હું જણાવી શકું એમ નથી."

"કેમ?"

"તે જાણવાથી તને શો લાભ?"

"ત્યારે તે કહેવાથી તમને શું નુકસાન?"

"ઉત્સા! તું ત સમજે હું એ માણસનું નામ આપી શકીશ નહિ. શારે માત્ર પરમાત્માનો ઉપકાર માનવો કે તેમની કૃપાથી તું તારા પિતાને જીવતો જોવા પામી."

"ખુનીનું નામન કહોતો કાંઇ નહિ પણ તમને બચાવનારને અણીની વખતે મદદ કરવા આવી પહોંચ નાર એ વીરમાણસનું શું નામ તે કહેશો?"

"પ્રસાદ કુમારનું નામતેં સાંભળ્યું છે?"

"હા. તેમનું નામ સાંળળ્યું છે. તેમની ખ્યાતિ સાંભળી છે તે એક બે વખત મેં તેમને જોયા પણ છે."

"ત્યારે પ્રસાદ કુમાર એજ મારો જીવનદાતાર."

"શું પ્રસાદ કુમારે તમને મૃત્યુના મુખમાં જતાં અટકાવવાની કિંમતી મદદ કહી?"

મહા. ને તેમણે પાંચ જણાનાં ખુન કર્યા. એ ખુનમાંથી લોહી ટપકેલું તેના એ ડાઘા છે?"

" આટલી હદે વાત ગઇ છતાં અમારા અંતઃપુરમાં ખબર પણ ન મોકલાવી "

" તેથી શું વધારે હતું ? "

" તમારૂં ખુન કરનાર કયો ઘાતકી પિશાચ હતો તેતો કહો. "

" એ ગમે તે હતો પણ તેને ગળો આપવાની નથી, ઉત્સા ! "

" કેમ ? મારા પિતાને મારવા તૈયાર થયેલો માણુસ ઘાતકી પિશાચ નહિ તો બીજું શું ? "

" એક વખત કહેવામાં નથી સમજતી ? તારે તેને ગાળો આપવાની નથી. "

" એવો તે કોણુ છે કે જેને ગાળો પણ ન અપાય ? "

" તેહું કહી શકીશ નહિ. "

પિતાની મરજી ન જોતાં ઉત્સાએ એ નામ જાણુવાની વિશેષ આતુરતાનો પરિત્યાગ કર્યો ને તે પોતાની માના પાસે દોડીગઇ અને ધડકતા હૃદયે, ઉછળતા શ્વાસે તેણે પોતાના પિતા ઉપર રાત્રે ઝઝુમેલા પોતના ઘાનું વર્ણુન કહી બતાવ્યું.

બીજે દિવસે પ્રસાદને ઘેર નિતિસેન ગયો; ને તેણે કહ્યું.

" પ્રસાદ કુમાર ! મારા આમંત્રણુને સ્વીકારશો ? "

" શું ? "

" આજે મારે ઘેર જમવા પધારો. "

" શા માટે ?

" મારા આત્મ સંતોષ માટે.

" એવા આગ્રહની જરૂરન હોય. હું અહિં જમું એ તમારૂંજ છે ને ? "

પ્રસાદે ઘણી આનાકાની કરી, પરંતુ, નીતિસેને અત્યાગ્રહ કર્યો, તેથી છેવટે આમંત્રણનો સત્કાર થયો.

નિયત ટાઇમે પ્રસાદ નીતિસેનના મકાને આવ્યો ને નીતિસેન તરફથી સત્કાર વિધિ કરવામાં આવી. ઉત્સા, પ્રસાદને ધારીધારીને જોતી હતી. એ જોવાનું પરિણામ એ આવ્યું કે પ્રસાદ જેવા વીર યુવકનેજ પોતાનો સ્વામિ બનાવવો કિંતુ પરણવુંતો પ્રસાદનેજ નહિતર કુંવારા મરવું. ઉત્સાની આ ભિષણ પ્રતિજ્ઞાની તેના માતાપિતાને ખબર પડી. ઉત્સાને એવી પ્રતિજ્ઞા કરતાં પહેલાં પૂર્ણ વિચાર કરવો હતો તેમ તેના માબાપે કહ્યું, તેના જવાબમાં ઉત્સા કહેતી હતી કે પુખ્ત વિચારના પરિણામેજ મેં પ્રતિજ્ઞા કરી છે. પુત્રીની દૃઢ પ્રતિજ્ઞા જોઇ માતા પિતા ભાવિ ઉપર આધાર રાખી શાંત રહ્યા:

નીતસેનના સત્કારની સમાપ્તિ સાંજે થઇ. ને પ્રસાદ ત્યાંથી છુટ્ટો થયો ઉત્સા તેને દ્વાર સુધી વળાવવા ગઇ.

" પધારજો ! "

ઉત્સા તરફથી આ એકજ શબ્દ પ્રસાદના કર્ણપર પડયો. તે તેણે ઉત્સાના મનોહર વદન પ્રતિ દૃષ્ટિ તાકી,

ઉત્સાએ કંઇક લજ્જાના ભાવથી મ્હોં નીચું નમાવ્યું, ને તેના ગુલાબીગાલ પર શહુડા પડયા. પ્રસાદ ઉત્સાનો મનોભાવ સમજી શકયો હશે કે કેમ એ અત્યારે કંઇ કહી શકાય નહિ

ઉત્સા તરફ વ્હાલ ભરી દૃષ્ટિ ફેંકીને પ્રસાદે ત્યાંથી વિદાય લીધી. ઉત્સાની દૃષ્ટિ, જ્યાં સુધી તે નેત્રોનો વિષય થઇ શકે ત્યાં સુધી એકતાનતાથી લીન થઇ ગઇ. ને જ્યારે પ્રસાદ તેની દૃષ્ટિ મર્યાદામાંથી અલોપ થયો ત્યારે તે અંદર ગઇ અને પ્રસાદની મૂર્તિને દૃષ્ટિ સમક્ષ તરવરતી જોતી પોતાના વાંચના લયમાં આવી.

તેની ઉમ્મર જો કે બાર વર્ષની હતી; પરંતુ એટલી બાલવયમાં તેણે ઉત્તમ કેળવણી સંપાદન કરી લીધી હતી. તેના વાંચનાલયમાં અનેક શ્રેષ્ઠ ધાર્મિક પુસ્તકોનો સંગ્રહ હતો. ને તે સઘળા પુસ્તકો ઉત્સા ધ્યાનપૂર્વક વાંચી ચૂકેલી હોવાથી સઘળો સાર તેની હૃદય તીજોરીમાં સંગ્રહી શકાયો હતો. નીતિસેન પુત્રીને કેળવાયેલી જોવા અત્યંત આતુર હતો ને તેથીજ ધાર્મિક પુસ્તકોનું સતત્ વાંચન રાખવાની તેણે ઉત્સાને સમજણ પૂર્વક ભલામણ આપી હતી. ઉત્સા એક પણ મિનિટ નિવૃત્તિમાં વ્યર્થ ગુમાવતી નહિ. જ્યારે તે નિવૃત્તિ પામતી ત્યારે એકાદ પુસ્તક તેના હાથમાં સ્થાન પામતું ને તે પુસ્તકની લીટીઓ પર તેની આંખો ચોંટતી ને એ લીટીઓનો સાર તેના હૃદયમાં ઉતરતો. ને તેનું હૃદય દિવસાનુદિવસ કેળવણી પામતું જતું હતું.

પ્રસાદના જવા પછી આજે પણ તે પોતાના વાંચના લયમાં આવી અને 'ગજેન્દ્ર મોક્ષ' નામનું પુસ્તક હાથમાં લીધુ? ઉઘાડયું, પરંતુ કોણ જાણે આજે શા કારણથી તેની આંખો વાંચવામાં રોકાઈ નહિ. તેનું હૃદય જાણે કે વાંચવાની તસ્દી ન લેવા સૂચન કરતું હોય તેમ ઉત્સાને લાગ્યું. ને પુસ્તક બંધ કર્યું ને પાસે પડેલા ટેબલ પર મૂકયુ.

તેની દૃષ્ટિ સમક્ષ પ્રસાદની મૂર્તિ તરવરવા લાગી. બાર વર્ષની સુકુમાર બાળાના હૃદયમાં પ્રસાદ તરફનો પ્રણાવ પેદા થયો. જાણે કે પ્રસાદ પોતાનો પ્રભુ હોય તેમ તેને લાગ્યું. ને પ્રસાદની ભક્તિએ તેણે પોતાનો જીવન જ્યોતી બનાવવાનો નિશ્ચય કર્યો. પ્રસાદની પુજારણ થઈ રહેવામાં તેણે સ્વજીવનનું ઉન્નત ગૌરવ જોયું.

ભકિત અનેક પ્રકારની હોય છે. તેમાં એક એવી ભકિત હોય છે કે જેને પૂન્યભાવ ગર્વભરી શ્રદ્ધાનું રૂપ લે. ઉત્સાની ભકિત ઉત્તમ હતી. તેની પ્રસાદ ભકિત પરપુરૂષના અભાવથી પ્રકટી ન્હોતી, મદન મદના ઉછળતા રસ તરંગો શમાવવાનું પતિનો એક સાધન માનવાથી પણ તેણે પ્રસાદ તરફ પૂજ્યભાવ પેદા થયો ન હતો, કિંતુ એ પૂજ્યભાવમાં એ ભકિતમાં અનિવાર્ય પ્રણયનો પ્રતાપી ધ્વનિ હતો,

તેણે ઘણીવાર સુધી અનેક વિચાર કર્યાં કિધા ને પછી તે મકાનના ચોગાનમાં ઉત્સા માટે ખાસ બંધાવેલો હીંચકો હતો તે હીંચકા પાસે તે ગઈ ને હીંચવા લાગી.

હીંચકાના હિલ્લોળે તેના હ્રદયમાં અનેક હિલ્લોળા આવ્યા ને હૃદય હિલ્લોળે તે રમ્ય ઉત્સાનું રમ્ય મગજ ચકડોળે ચ્હડ્યું.

" ઉત્સા !" બાજુમાંથી બૂમ આવી.

બૂમ સાંભળીને ઉત્સા હીંચવાનું છોડીને બૂમ મારનારની પાસે દોડી ગઈ. એ બૂમ મારનાર તેનો પિતા નીતિસેન હતો.

" જી. બાપુ આવી."

ઉત્સાના એ શબ્દો નીતિસેને સાંભળ્યા ને તે પળે ઉત્સા પિતાની પાસે આવીને ઉભી રહી; ને બોલી:

" શું નામ છે, બાપુ ?"

" આ છબીને મારા રૂમમાં મૂકી આવ."

એમ કહીને નીતિસેને એક છબી ઉત્સાને આપીને પછી તે બહાર ચાલ્યો ગયો.

છબી લઈને ઉત્સા તેના પિતાના રૂમમાં દોડી ગઇ. ત્યાં ગયા પછી તેણે ધ્યાન પૂર્વક એ છબી જોઇ તો તે છબી પ્રસાદની છબીને આબાદ મળતી આવતી તેને લાગી. તેણે હર્ષના ઉમળકાથી એ છબી પોતાની છાતી સરખી ચાંપી. ને પછી છબીને જોવામાં એક તાનથી લીન થઈ ગઇ. જેમ જેમ તેની દૃષ્ટિ છબીને ધ્યાન પૂર્વક જોવા લાગી તેમ તેમ પ્રસાદની સૂરત તેના હ્રદયમાં વધારે મસ્તી મચાવી રહી. તેના વદન પર આનંદના ચમકાર ચમક્યા. પ્રસાદ

જેવા પુરૂષની પત્ની થવાનું સદ્દભાગ્ય જો પોતાને મળે તો પોતાનું જીવન ધન ધન્ય થાય એમ તેને લાગ્યું. તેની એ મનેચ્છાને પરમાત્માં પૂર્ણ કરે એમ ઇચ્છીને આપણે ઉત્સાને પ્રસાદની છબીને ધ્યાન પૂર્વક અવલોકતી છોડી ને બીજી દિશામાં દૃષ્ટિ કરીશું તો તે અયોગ્ય થઈ પડશે નહિ.

જેમ ઉત્સા પ્રસાદની મૂર્તિને પોતાના હ્રદયમાં ધારી રહી હતી તેમ પ્રસાદના હ્રદયમાં પણ ઉત્સાની મૂર્તિએ સ્થાન લીધું હતું એમ અમારે કહેવું જોઇશે, " પધારજો !" ના ઉચ્ચાર વખતે ઉત્સાની છબી જેવી દેખાતી હતી, તેવીજ આબાદ પ્રસાદના હ્રદયમાં સ્થાન પામી. ને પરસ્પર ઉભયના હ્રદયમાં પ્રણયનાં અંકુર ફૂટયાં.

---

## પ્રકરણ ચોથું.

### " વીંટીની અદલબદલ "

બીજને દિવસે ઉદય પામેલો ચન્દ્રમા પૂર્ણિમા સુધી પોતાની કળાને વિકસાવતો જાય છે; તેમ ઉત્સા અને પ્રસાદના પ્રણયમાં દિવસાનુદિવસ વધારો થતો ચાલ્યો, ઉત્સા પોતાને ઘેર પ્રસાદ આવે ત્યારે તેની પાસેજ હાજરી રાખતી; નીતિસેન પુત્રીના પ્રસાદ પરના પ્રણયને કેંક અંશે

સ્હમજી ગયો હતો, પ્રસાદ જેવા વીરને પતિ તરીકે મેળવવાની પુત્રીની પ્રતિજ્ઞા તેને અયુક્ત લાગી નહિ. ઉલટું પ્રસાદની પ્રભુતા પારખી શકનારી પુત્રી માટે તેને માન ઉપજ્યું ને પુત્રીની પ્રતિજ્ઞા પૂર્ણ થાય એમ તે પણ અંતરથી પ્રભુને પ્રાર્થના કર્યા કરતો હતો.

એક દિવસ ઉત્સા નીતિસેન પાસેથી રજા મેળવીને પોતાની સખિઓ સાથે શિવાલય જવા નિકળી. ગામ બહાર શિવાલય થોડે દુર હતું ત્યાં ઉત્સા આવી, શિવાલયની ફરતી બાજુએ ન્હાના ન્હાના ફુલ છોડની શોભા હતી. જુદી જુદી જાતના સુગંધીદાર પુષ્પો ખીલી રહ્યા હતા. ને તેની સુગંધી શિવાલયના અંતઃભાગમાં પણ પ્રસરી જતી હતી.

ઉત્સા શિવાલયની અંદર ગઈ. તેની સખીઓ ફરતા બગીચામાં સંતાડ કુકડીની રમત રમવા લાગી. ઉત્સાએ શિવનારાયણને હાર્દિક નમન સાથ દ્વીકર જોડી પ્રાર્થના કરી.

" સ્મરહર ! ત્રિપુરહર ! મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરજો. આપ ભોળા છો. હું તમારા ચરણે પડું છું. મને નિરાશ કરશો નહિ. વીર વર પ્રસાદ કુમારને મારા પતિ તરીકે મેળવી શકું એટલી દયા કરજો."

" બાળા ! "

ઉત્સાના કર્ણપર 'બાળા' શબ્દ પડતાં તે ભય ત્રસ્ત દૃષ્ટિએ પાછળ જોવા લાગી; તેની નિર્મળ દૃષ્ટિમાં એક પુરૂષની મુખાકૃતિ જોવામાં આવતાં તે એકદમ ઉભી થઇ ગઇ.

" બાળા ! " પાસે ઉભેલો પુરૂષ બોલ્યો: " શા માટે ચમકો છો ?"

" તમે કોણ છો ?" ભય ભર્યા અવાજે ઉત્સા બોલી:

" હું ક્ષત્રિય યુવક છું મારૂં નામ બહાદુરસિંહ...."

" અહિં શા માટે આવ્યા છો ?" બાળા બોલી. તેનો ભય વધતો જતો હતો.

" શા માટે ? " બહાદુરસિંહ બોલ્યો: " એકતો શંકરના દર્શન કરવાને બીજું........"

આગળ શું બોલવું તે ન સૂઝવાથી બહાદુરસિંહ મૌન રહ્યો. પરંતુ તેના હૃદયનો વિચાર ઉત્સા સમજી ગઇ. બહાદુરસિંહની આંખમાં વિકારનું અંજન અંજાયું છે; તેના હૃદયમાં મદનની ભડભડતી આગ ભયંકર સ્વરૂપમાં પ્રકાશી રહી છે એમ ઉત્સાને લાગ્યું. ભયની મારી તે ચૂપ રહી. નીચી દૃષ્ટિએ તે અનેક વિચારની ગડમથલો કરવા લાગી. સખિયોથી છુટી પડવા માટે તેને પશ્ચાતાપ થયો. પોતાના અત્યંત લાવણ્યથી તેને તિરસ્કારક છુટયો, પરંતુ એ.બધો વિચાર તેણે છોડી દીધો. એકજ વિચાર તેના મગજમાં રમી રહ્યો.

" નીતિસેનની પુત્રીને પોતાનું ગૌરવ સાચવવાનો સમય હવે આવી પહોંચ્યો છે."

ઉત્સા નીચી દૃષ્ટિએ મૌન રહી ઉભી હતી. એ વખતે તે અત્યંત સુંદર જણાતી હતી. બહાદુરસિંહને તેની સુંદરતાએ વધારે ને વધારે ઘેલો બનાવ્યો તે બોલ્યો:

" ઉત્સા ! હું ધારૂં છું કે તમે પ્રેમને પીછાણવા જેટલી શક્તિને."

" ચૂપ રહો." વચ્ચેજ ઉત્સા બોલી ઉઠી. તેની આંખમાંથી અગ્નિ કણો ખરવા લાગ્યા. " પ્રેમ પ્રેમ શું બકવા લાગ્યા છો ? નિર્મળ પ્રેમ અને વિકારી પ્રેમમાં અત્યંત ફેર છે. વિકારી પ્રેમતો રીબાવી રીબાવી મારનાર ભયંકર હળાહળ ઝેર છે."

" પણ હું નિર્મળ પ્રેમ વિષે બોલી રહ્યો છું, ઉત્સા ! શા માટે ક્રોધિત થાઓ છો ? તમારૂ વય બાર વર્ષનું છે છતાં તમારા શરીરનો ઘાટીલો બાંધો ચઉદ પંદર વર્ષની કન્યા જેટલો જણાય છે. એટલે મદન દેવનો સંચાર તમારા અંતરૂમાં થઈ ગયો હોય ને તેને સંતોષવા માટે એકાદ પુરૂષ સાથે પ્રેમ કરવાની હવે તમને જરૂર હોય એમ મને લાગે છે. ઉત્સા જેવી સુંદર કુમારિકા મારા જેવા બહાદુરસિંહ યુવકની સાથે નિર્મળ પ્રેમથી જોડાય તો આપણું સુંદર યુગલ દેવો પણ સત્કારશે. હું તમને ચાહું છું. તમે મને ચાહો એટલે નિર્મળ પ્રેમનો ઉદય થાય ને એ પ્રેમના તંતુથી આપણા એક એકના અંતર બંધાઈ જાયને તેનું પરિણામ લગ્નમાં આવે એમ જોવા હું ઈચ્છું છું. ઉત્સા ! ઉત્સા ! તમને હૃદય પૂર્વક ચ્હાનાર રસિક યુવકથી તમે શા માટે ભડકો છો ? શા માટે ખીજાઓ છો ? આ વયે તમને એકાદ પુરૂષના પ્રેમની જરૂર હોય ને, તેથી તમારી :

એ ખોટ પુરી પાડવા, મારા હૃદયસિંહાસન પર ઉત્સાને હૃદય રાણી તરીકે સ્થાપિત કરવા,–ઘણા ખુલ્લા શબ્દોમાં કહું તો તમારા હાથને પ્રાપ્ત કરવા હું અત્યંત આતુર છું!"

બહાદુરસિંહ લંબાણ પૂર્વક આ પ્રમાણે બોલ્યો. ઉત્સા તેના શબ્દો સાંભળીને અત્યંત ક્રોધમાં આવી ગઇ તે બોલી.

"બહાદુરસિંહ! મને પુરૂષ તરફના પ્રેમની જરૂર હોય એમ તમે માનો છો; પરંતુ મારો પ્રેમ એક વીર પુરૂષના ચરણે અર્પણ કરાઇ ગયો છે, સમજ્યા? મિથ્યા બકવાદ છોડીને. અહિંથી ચાલ્યા જાઓ, અગર મને જગા આપો. તમારા પ્રેમની મને જરૂર નથી. એકાદ ખવાસણ તમારા પ્રેમની ઉમેદવાર હોય તો—"

"ઉત્સા! ઉત્સા!" બહાદુરની આંખના ખુણા લાલ થયા પોતાના માન આડંબરની કચુંબર થતી તે સાંખી શકયો નહિ, ઉત્સાને બોલતી અટકાવીને વચ્ચેજ તે બોલી ઉઠયો.

"તું કોનું અપમાન કરે છે એ ખબર છે? હું બહાદુરસિંહ! "–તેનો હાથ મુછ મરડવા લાગ્યો." મારા નામથી તો કેટલાય રાજાઓ પણ કંપે છે! હજારો ક્ષત્રિય કુમારિકાઓ લાખોની દોલત સાથે જેની ચરણ સેવામાં ઉપસ્થિત થવા તલપાપડ થઇ રહી છે, તે બહાદુરસિંહ તમારા પ્રેમને યાચે ને તમે તિરસ્કારી કહાડો એ શું વ્યાજબી છે?"

" હા, " ઉત્સા બોલી: " વ્યાજબી છે.–બરાબર વ્યાજબી છે. ઉત્સા તમારા પ્રેમને ઠોકરે મારે એ વ્યાજબીજ ન્યાય તો થાય છે. તમે કહો છો કે હજારો કુમારિકાઓ તમારા પ્રેમને માટે મરી ફીટે છે તો તે હજારો પૈકીની કેટલીયે ઉત્સાથી વધારે સુંદર હશે, તેને તમારી પ્રેમ સંગિની બનાવો."

" ઉત્સા !" બહાદુરસિંહ બોલ્યો. " એટલે શું તું તારા તરફના મારા ચાહને કશીજ ગણતીમાં લેખથી નથી ?"

" ના. " નિડર પણે ઉત્સાએ ઊત્તર આપ્યો, તેનું શિલશંકર સાચવશે એવી તેનામાં શ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી.

" તો હું બલાત્કાર કરીશ, ઉત્સા !"

" ધિઃક્કાર હો ! ક્ષત્રિય કુળકલંક ! પરકન્યાપર કુદૃષ્ટિ કરનાર અને એ કુદૃષ્ટિને પ્રદર્શિત કરવાનું સાહસથી શિવાલય જેવા ધાર્મિક સ્થાનને ભ્રષ્ટ કરવાની દુર્મતિ સેવનાર ! ધિઃક્કાર છે ! એકવાર નહિ પરંતુ લાખવાર ધિઃકાર છે ! મારા પર બલાત્કાર કરીશ, તો જાણજે એક ઉછરતી કન્યા કળીને આપઘાતના માર્ગે ચ્હડાવી કરમાવી નાખવાનું પાપ ભયંકર પાપ તારા કાળા કપાળમાં અંકિત થશે, ને એ પાપે તારા ઘણાં ખરાબ હાલ હવાલ થશે. ઉત્સા કદી પણ બલાત્કારના ભયથી–કસોટીની ભરતીથી પાપના સમુદ્રમાં ડુબશે નહિ. વિકારને હું ધિઃક્કારૂં છું. વિકારની ગુલામી તમારા જેવા કામાંધ યુવકોનેજ મુબારક હો ! હું તો નિર્મળ

પ્રેમની પૂજક છું ને તેવા પ્રેમને પાત્ર દીવ્યાંશી પુરૂષની પ્રાપ્તિથી હું મને અહો ભાગ્ય માની રહી છું !"

ઉત્સા આ પ્રમાણે બોલી. બહાદુરસિંહની વૃત્તિ અંકુશ બહાર તણાવા લાગી. તેનો ઉન્માદ વધવા લાગ્યો. તે ઉત્સાના કોમળ શરીરને બલાત્કારથી પોતાના ભુજપાશમાં બદ્ધ કરવાને તેના અધરપર અધમ ચુંબન કરવા તે તૈયાર થયો. હાથ પહોળા કરી ત ઉત્સા પ્રતિ ધસ્યો; પરંતુ ઉત્સાની દેહ તેના હાથમાં બદ્ધ થાય ત્યાર પહેલાં પછવાડેથી તેની ગરદન પર તલવારનો ઘા પડયો. ને એ ઘાથી એ કામાંધ યુવકનું શિર ધડથી જુદું પડી પૃથ્વી પર પડી ગયું !

શિવાલય જેવું પવિત્ર સ્થાન એક વિષય લોલુપ્ત યુવકના લોહીના છાંટણાથી ખરડાઈ ગયું, ઉત્સાએ એ બધો શંકર દેવનો પ્રતાપ માન્યો,

ઉત્સા ઉપર દુર્દૈવે આવી પડેલા સંકટની અણિ વખતે બાવી પહોંચનાર એ કોણ હતો ?

ઉત્સાના પ્રણયનો અધિષ્ઠાતા દેવ એ પ્રસાદ હતો. ઉત્સાનાં નયન ઉપકારના ભારથી દબાતાં જરા નીચા નમ્યા. તેના હૃદયે પ્રણય દેવને નમન આપ્યું. પ્રસાદની આંખોની સાથે પોતાની આંખો મીલાવીને ઉત્સા ઘણા ધીમા પરંતુ સ્પષ્ટ સ્વારે બોલી.

" આપે આજે મારૂં જીવન સત્વ શિયળ બચાવ્યું છે. હું આપની........"

અમૃતથીયે મીઠા સુકોમળ ઉત્સાના આ શબ્દોએ પ્રસાદનું હૃદય રસિક બનાવ્યું. તેણે પોતાની ટચલી આંગળી પરથી વીંટી ઉતારી અને ઉત્સા તરફ હાથ લંબાવીને કહ્યું.

" ઉત્સા ! મારી આ વીંટીને તમે સંભાળશો ? "

ઉત્સાએ જવાબમાં હાસ્ય કર્યું. એ હાસ્યને સ્વીકાર સૂચક સંજ્ઞા માનીને પ્રસાદે પોતાની વીંટીવાળો હાથ ઉત્સા પ્રતિ લંબાવ્યો. ઉત્સાએ હાસ્ય વિલસતા હૃદયે પોતાના જમણા હાથની ટચલી આંગળી પ્રસાદના હાથમાં આપી. પ્રસાદે તે આંગળી ઝાલી અને અત્યંત કોમળતાથી પોતાની વીંટી તેના ઉપર ચઢાવી.

એ વખતે ઉભયના શરીરમાં રોમાંચ થયા. બન્નેના શરીરમાં કદી નહિ અનુભવેલા તનમનાટ કંપી ઉઠયાં, ઉત્સાની સુકોમળ કનિષ્ઠકાને હાથમાંથી છોડતાં પહેલાં પ્રસાદે જરા દબાવી,

પોતાની આંગળી પર પ્રસાદની વીંટી કેવી દેખાય છે તે જોતી ઉત્સા બોલી.

" હું આ વીંટીને અત્યંત કાળજી પૂર્વક સાચવી રાખીશ, હમેશ મારી આંગળી પરજ રાખીશ. તેને મિનિટ ભર પણ અળગી કરીશ નહિ, ટુંકામાં મારા પ્રણયદેવ તરફથી મળેલા સુંદર ઉપહાર તરીકે આ અમુલ્ય પ્રતાપી વીંટીને મ્હારા પ્રાણથી પણ વધારે યત્ન પૂર્વક સાચવીશ,"

પ્રસાદ ઉત્સાના વદન પ્રતિ નિહાળી રહી ઉત્સાની પ્રતિજ્ઞાની તેને ખબર પડી હતી, ને તેથી તે પણ ઉત્સા જેવી સુંદર સુંદરીને સહચરિણી–પત્ની બનાવવા આતુર બન્યો હતો, ઉભયનાં અંતઃકરણ એક બીજાને અત્યંત સ્નેહથી ચ્હાતા થયા હતા. એવા આત્માઓનાં જોડાણ રૂપ લગ્ન, આદર્શ નિવડે એમાં શું આશ્ચર્ય ?

ઉત્સા ધીમે રહીને પ્રસાદના પ્રતાપી વદન પ્રતિ દૃષ્ટિ તાકીને બોલી: "જો મેં તમારી ભેટ સ્વીકારી છે, તો–તો તમારે પણ મારૂં કંઈક સ્વીકારવું જોઈએ,"

"તમારી આવી પ્રસ્તાવના મને દુઃખદ લાગે છે. તેને બદલે તમે મને આજ્ઞા આપી હોત તેજ વિશેષ સુખ કર થઈ પડત."

બારીક સાડીના પાલવમાં છુપાયલો હાથ ઉત્સાએ બહાર કાઢયો અને પ્રસાદ તરફ પ્રેમ પૂર્વક લંબાવ્યો. પ્રસાદને તે હાથ પર નિર્દોષ–નિર્વિકારી ચુંબન કરવાની પ્રેરણા થઈ. પરંતુ કદાચ એવું ઉત્સાને ન ગમે, કદાચ પોતાના વિષે ઉત્સાને ખોટો ખ્યાલ આવે, એવા ભયના ભાર તળે તેની એ પ્રણય ભીની પ્રેરણા દબાઇ ગઇ. ઉત્સાનો પકડેલો હાથ પ્રસાદે કોમળતાથી પડતો મૂકયો. ઉત્સાનો હાથ છુટતાં પોતાના હાથમાં કંઈક વસ્તુ રહી ગઈ હોય એમ પ્રસાદને લાગ્યું. તેણે તે વસ્તુને ધ્યાન પૂર્વક અવલોકી સુંદર નંગ જડેલ તે વીંટી હતી વીંટીને જોઈને પ્રસાદે

ઉત્સા પ્રતિ હાસ્ય કર્યું એ હાસ્યનો ઉત્તર હાસ્યથી મળ્યો. ઉભયનાં વદન હાસ્યના રંગથી વધારે સુંદર જણાવા લાગ્યાં પ્રેમના ઉમળકાથી પ્રસાદે ઉત્સાની વીંટીને પોતાની આંગળીમાં પરોવી દીધી.

"ઉત્સા ! તારી વીંટીથી મારા હાથની શોભા અત્યંત મનોહર બની ગઈ હોય એમ મને જણાય છે કેમ ખરૂં કે નહિ ?"

"એ હું શી રીતે જાણું ? તમારા હૃદયની વાત મને કેમ સમજાય ?"

"આ મારો હાથ જોઈને તું ન કહી શકે કે તેની સુંદરતા કેવી અને કેટલી વૃદ્ધિગત થઈ છે ?"

"મ્હારી વીંટીથી તમારો પ્રતાપી હાથ શોભે છે એમ નહિ, પરંતુ મારી વીંટી તમારા જેવા પ્રતાપી પુરૂષના ભુજની અંતકલીમાં પરોવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હોવાથી વીંટીજ વધારે ખીલી નીકળી છે એમ કહો, તમારા જેવા વીરના બાહુ કૈં વીંટીના આભુષણથી વધારે ઓપે નહિ."

"વાહ ઉત્સા ! તું તો બહુ ઉંડી ઉતરી ! આટલું બધું જ્ઞાન તને કોણે આપ્યું ? આટલા જ્ઞાનની તો મને આજેજ—આ પળેજ ખબર પડી !"

ઉત્સા પોતાની સ્તુતિ સાંભળીને જાણે શરમાઇ ગઇ હોય તેમ નીચું જોઇ રહી, તેના વદનપર ગંભીરતાના ઓળા પડયા.

" ઉત્સા !" પ્રસાદ ઘણાજ મધુર અવાજે બોલ્યો.
" ઉત્સા ? આપણું લગ્ન સુખી નિવડશે ?"

" નિઃશંક !"

" તારી પ્રતિજ્ઞાની તારા પિતાને ખબર છે ?"

" હા, "

" તારી એ પ્રતિજ્ઞા પૂર્ણ થશે ?"

" અલબત !"

" તુ કેમ જાણી શકે છે કે મારી એ પ્રતિજ્ઞા પૂર્ણ થશેજ !"

" કોઇ ગેબી મદદથી હું તે જાણી શકું છું !"

" ઉત્સા ! તું ખરેખર સ્વર્ગની અપ્સરા કરતાંય વધારે સુંદર છું !"

" સુંદરની સેવિકા પણ સુંદર હોય ને ? " ઉત્સા જરા હસી. એ હાસ્યમાં પ્રતાપી ટંકાર હતો.

" કયો સુંદર તને સેવિકા તરીકે—"

" હું સ્હમજી ગઇ !" વચ્ચમાંજ ઉત્સા બોલી: " તમે કહેવા માગો છો કે હું કયા સુંદરની સેવિકા બની છું ? ખરૂં કે નહિ ? તમારા એ રમણીય પ્રશ્નનો આ ઉત્તર...જે સુંદરની હું સેવિકા બની છું—વા બનવાની છું તે સુંદર મૂર્તિ મ્હારા સામેજ વિદ્યમાન છે."

" કોણ—કોણ હું ?"

" ત્યારે બીજું કોણ ? કેમ જાણે કંઇ જાણતાજ ન હો !" ઉત્સા નિર્દોષ ભાવે ખડખડ હસી પડી. સ્નેહના ઘેરા રંગથી રંગાયલા આત્માઓ પાગલની પેઠે ખડખડ હસવામાં પણ અનેરો આનંદ અનુભવે છે !

પ્રસાદ પણ હસ્યો. ઉભય ઘણીવાર સુધી એક બીજા સામું જોતાં જોતાં હસતા રહ્યા.

થોડી વારે બહાર પગલાંના ઘસારાનો અવાજ આવ્યો. પ્રસાદ શિવાલયનો ત્યાગ કરી ગયો.

પ્રસાદના ગયા પછી ઉત્સા પ્રસાદ તરફથી મળેલી વીંટીને આંગળી મુક્ત કરીને તેને ચુમવા લાગી. ચુમતા ધરાઇ ત્યારે વીંટીને તેણે છાતીમાં ચાંપી.

ત્યાં તેની સખીયોનું જુથ શિવાલયમાં ધસી આવ્યું. ઉત્સાની વીંટી તરફની દૃષ્ટિ જોઇને એક વાચાલ સખિ બોલી ઉઠી.

" ઉત્સા ! આ શું જુએ છે ? આ વીંટી કોની ? અમારી સાથે આવી ત્યારે તો આવી વીંટી તારા હાથમાં ન હતી."

ઉત્સા પ્રથમતો ગભરાઇ ગઈ, પરંતુ પાછળથી સ્હેજ હસીને પોતાને ટકોર મારનાર સખિને કહેવા લાગી.

" કૈલાસ ! આ વીંટી હમણાંજ મને મળી !"

" કોની પાસેથી ?" કૈલાસ બોલી.

" પ્રસાદ આપી ગયા ?" બીજી સખી હસીને બોલી.

પ્રસાદ પરની ઉત્સાની પ્રીતિની તેની સખિયોની ખબર હતી. સખિના પ્રશ્નને જવાબ આપતાં ઉત્સા બોલી.

" હા. "

સખિયો પોતાના ખોળામાં જુદી જુદી જાતનાં થોડા થોડા પુષ્પો વીણી લાવી હતી. તે પુષ્પો સર્વેએ પ્રસાદની પૂજક ઉત્સા રાણીના શિર પર ફેંક્યા. સત્પ્રણયના ઉપાષક આત્માને તેની બ્હેનપણીઓ ફુલડે વધાવી. ઉત્સા એક દેવીના જેવી દીપવા લાગી.

થોડી વાર પછી ઉત્સા; પોતાની સખિઓને લઈને ગામમાં દાખલ થઈ.

ગામમાં પ્રવેશ કર્યા બાદ સખિયો ઉત્સાની રજા લઈને પોત પોતાતાના ગૃહે ચાલી ગઈ. ઉત્સા સીધી પોતાને ઘેર આવી; ને પોતાના વાંચનાલયના રૂમમાં પ્રવેશી એક ખુરશી પર બેઠી. તેની દૃષ્ટિ 'પ્રસાદની ભેટ' પર પડી....

પ્રણયની નિશાની તરીકેની એ વીંટીને ઉત્સા રાણીએ હૃદયના ઉમળકાથી નિર્વિકારી ચુંબન કર્યું. વીંટી જાણે કે એ ચુંબનથી વધારે ચળકી ઉઠી.

---

## પ્રકરણ પાંચમું.

### વિશ્વસેનની નીચતા

પ્રસાદના મિત્રો તેના જેવાજ વીર, પ્રતાપી અને

આદર્શ નર હતા નીતિસેનની પેઠે તેને તેના દરેક મિત્રો અંતઃકરણ પૂર્વક ચાહતા અને પ્રસાદની મૈત્રિમાં પોતાની જાતને કૃતકૃત્ય માનતા.

એવા એક મિત્રનું નામ જયંત હતું. તેનું વય પ્રસાદની બરાબર હતું. તે પણ વીર હતો. કયારેક પ્રસાદ અને જયંત શિકાર્થે સાથેજ નિકળી પડતા. અને વગડામાં ઉભય નિશાનો પાડતા. કયારેક પ્રસાદ હ્હડી જતો, તો કયારે જયંત હ્હડી જતો; પરંતુ ન્યાયની ખાતર કહેવું જોઇએ કે જયંત થી પ્રસાદ કેટલેક અંશે વધારે સુર નર હતો.

એક દિવસ જયંતને ત્યાં પ્રસાદ ગયો. વાત ચીત દર્માન જયંતની દૃષ્ટિ પ્રસાદની અંગુલીપર પડી. અંગુલીમાં પરોવેલી વીંટી નવીન હોય એમ જયંતને લાગ્યું ને તેણે પ્રશ્ન કર્યો.

" પ્રસાદ ભાઇ ! આવીંટી કયાંથી લીધી ? શું.મુલ્ય આપ્યું ? "

" તેનું મુલ્ય અમૂલ્ય છે ! " પ્રસાદે સ્હેજ હસતાં ઉત્તર આપ્યો.

" તમારા કહેવાપર કાંઇ ઉંડા ભેદ હોય એમ કલ્પી શકાય છે ! "

પ્રસાદના વદન પરના ભાવોને ઉકેલતાં જયંત શંકિત દૃષ્ટિ એ બોલ્યો.

" જયંત ભાઈનું અનુમાન સત્યજ હોય ? " પ્રસાદ સ્હેજ હસ્યો.

"એ ભેદની વાર્તા જાણવાનો હું અધિકારી ખરો કે ? " જયે તે એ ભેદનો ભરમ જાણવાની જીજ્ઞાસાથી એ પ્રમાણે પ્રશ્ન કર્યો.

" હા, ને હ્યો તે કહું ! "

પ્રસાદે વીંટી પ્રતિ પ્રેમ દૃષ્ટિથી જોયું તેની આંખમાં પ્રેમાશ્રુ છળકયા, તપાવેલા લોઢાની જેમ તેનું વદન રકત બનીગયું. તેનું હૃદય કે અનેરી ભાવનાના પ્રદેશમાં રમવા માંડયું, એવી સ્થીતિમાં તેણે બોલવા માંડયું.

" જયંતભાઇ ! આવીંટીએ પ્રણય ચિહ્‌ન છે ! "

" હેં ! હેં ! " જયંત ચમકયો: "શું પ્રસાદભાઈ કોઇ સુંદરીના પ્રણય પામાં જકડાઇ ગયા છે ? "

"હા, ભાઇ ! " પ્રસાદે બોલવા માંડયું: "તમારૂં એ દ્વીતીય અનુમાન પણ સત્યજછે, હું એક સુંદરીના પ્રણય પાશમાં બદ્ધ થઇ ચૂકયો છું ! "

" આપના પ્રણય પાત્ર સુંદરીનું નામ સાંભળવાની મારા કર્ણની આતુરતા પરિતૃપ્ત કરશો કે ? " જયંત બોલ્યો.

" નિતિસેનની કુંવરી ઉત્સા—" પ્રસાદના અંતરમાં ન વર્ણવી શકાય એવી ઝણ ઝણાટી થઇ. તેના ચક્ષુઓ જાણે કે ઉત્સાના નામોચ્ચારથી હસવા લાગ્યા તેણે વધુ ઉમેર્યું: "અને તમારો મિત્ર આ પ્રસાદ, પ્રણય તંતુની જાળમાં કેદ થયોછે ! "

" ઓહો હોહો !" જયંત ખટખડાટ હસી પડયો. પ્રસાદને પરણવાની ઉત્સાની પ્રતિજ્ઞાને તે જાણી શકયો હતો, પરંતુ પ્રસદે પોતાનો પ્રેમ ઉત્સા પ્રતિ ઢોળ્યો છે કે નહિ એ વિષે તે અજાણ હતો; આજે પ્રસાદની આંગલીપર વીંટી જોઈ તે જાણી શકયો કે ઉત્સા જેમ પ્રસાદને પ્રાણ પૂર્વક ચ્હાય છે, તેમ પ્રસાદ પણ ઉત્સાને ચ્હાય છે તેને એ ઉભય નિર્મળ પ્રણય સેવકોનું ગુપ્ત મિલન પણ થતું હોય ને એ મિલનના પ્રસાદ રૂપ વીંટીની પ્રાપ્તિ થઇ એમ તેણે કલ્પયું પ્રસાદ જેવા વીર પુરૂષને ઉત્સા જેવી સુશીલ કુંવરી ચ્હાય અને પ્રસાદ ઉત્સાને પોતાનો પ્રાણ અર્પણ કરવાની ઉદારતા બતાવે એ તેને મન ઘણુંજ સરસ લાગ્યું, એ આદર્શ યુગલને દેવો પણ સત્કારશે એટલી હદે તેણે સ્વીકાર્યું: ને અંતરમાં અતિશય આનંદનો અતિરેક અનુભવવા લાગ્યો, તેના વદનપર—નમનમાં અણદીઠ પ્રકાશ ચળકયો તેના હોઠ આછું હસી પડયા, તે બોલ્યો,

" પ્રસાદભાઇ આજ સુધી આવા ખાનગી જીવનની ઘટમાળને તમારા મિત્ર પાસે પ્રકાશ કરી ન બતાવવી એ તમારી ભુલ હું જરૂર દર્શાવું."

"ભૂલ ?" પ્રસાદ હસ્યો: "હા, ભૂલ કહો કે ગમે તે કહો, પરન્તુ મેં આજસુધી એ વાત જણાવી નહિ એ માટે ક્ષમામાગું.

" શામાટે ભાઇ ?"

"મીત્ર ધર્મને માન આપીને—" પ્રસાદ બોલ્યો. "મિત્ર તેને કહેવાય જે પોતાની ખાનગીમાં ખાનગી બાબત પણ મિત્રની પાસે રજુ કરે. જે મિત્રની સાથે દગાની રમતો રમે, કિન્તુ ખાનગી બાબતોથી મિત્રને અજાણ રાખવા જેટલો મિત્ર દ્રોહ કરે તે મિત્ર કહેવાયજ નહિ." પ્રસાદે મિત્ર ધર્મની મહતા વર્ણવી.

પ્રિયવાંચક! આજના મિત્રો કેવા હોય છે? આજના મિત્રોની મૈત્રિ શું સ્વાર્થી નથી હોતી? પોતાના સ્વાર્થની સિદ્ધિ માટે શું મિત્રનો શિકાર નથી થતો? મિત્રની પાયમાલી નથી થતી? મોઢાના અને મનના મેલા મિત્રો આજકાલ શું ઘરે ઘરમાં નથી દેખાતા? પ્રાણ આપવાની વાતો કરી પ્રાણ લેનારા શું નથી મળી આવતા? શું એ કહેવત ખરી નથી પડતી કે:

"ખાને કે દાંત ઓર,
દીખાનેકે ઓર હય!"

પણ પ્રસાદ મૈત્રિના આદર્શને પરિપૂર્ણ રીતે સમજતો હતો તેના સઘળા મિત્રો પણ તેનાજ જેવા શુદ્ધને સરળ હૃદયના હતા.

જયંત હસતો હસતો પ્રસાદની આંગલી પરની વીંટી નિહાળવા લાગ્યો પછી તે બોલ્યો.

"ભાઈ! આ વીંટી આપનાર રત્નને મેળવો એ આશિષ"

પ્રસાદ એ સાંભળીને સ્હેજ હસી પડયો. જયંત મિત્રને હસતો જોઇ તેના અંતરનું માપ કળી શકયો.

* * *

કેટલાય દિવસો વહી ગયા. ઉત્સા અને પ્રસાદ વચ્ચેના પ્રેમનાં અંકુરના મૂળ ઉંડા નખાઇ ગયાં એક દિવસ ઉત્સા એકલી શિવાલય આવી અને પાછળથી પ્રસાદ આવતાં પ્રેમીક–પ્રેમીકાનું મીલન થયું. પ્રસાદને જોઇને ઉત્સા આનંદથી નયન નચાવતાં બોલી ઉઠી.

"પ્રસાદ ! આજે અણુધાર્યા !"

"હા." સ્હેજ હસીને પ્રસાદ બોલ્યો. "ને તે છતાંય આપણું મીલન થઇ ગયું."

"ખરૂં છે." ઉત્સા બોલી: "જેઓ શુદ્ધ પ્રેમના પાશથી બદ્ધ થયલા છે તેઓ એક બીજાને અણુધારી રીતે મળી શકે છે! લાખો અંતરાયો હોય તથાપિ શુદ્ધ પ્રેમ એ અંતરાયોને છેદી નાખે છે !"

"વાહરે ઉત્સા !" પ્રસાદ જાણે અજાણે સ્હેજ આછું હસતા બોલી ઉઠયો. "પ્રેમની ફિલ્સુપ્રીમાં તું બહુ ઉંડી ઉતરી ગઇ હો તેમ જોવાય છે !"

"એનું માન મારા હૃદયવાસી પ્રસાદ વીરને ઘટે છે !" ઉત્સા બોલી, આ શબ્દો બોલતાં ઉત્સા આછું હસી રતાશ મારતા હોષ્ઠની વચ્ચેથી શ્વેત દંતપંક્તિ દેખાતાં ઉત્સાની છબી કૈં ઓરજ ભભકવા લાગી. પ્રસાદનાં મોહમાં

વધારો થવા લાગ્યો. પરંતુ એ મોહના અંજનથી તેની આંખોમાંથી વિકારનાં આસુ ટપકયા નહિ, તે કેળવાયલો અને પવિત્ર આદર્શ ક્ષત્રીય બચ્ચો હતો. લગ્નની પવિત્ર ગાંઠથી જોડાયલી પત્ની સીવાય અન્યપ્રતિ વિકાર યુક્ત દૃષ્ટિ ન ફેંકવી એ તેનું જ્ઞાન ગૌરવ હતું. આ વખતે કોઇ કામાંધ યુવક હોય તો શું પરિણામ આવે તેની કલ્પનાજ માત્ર બસ છે.

હાસ્ય ફેંકતી ઉસાના વદન પ્રતિ દૃષ્ટિ તાકીને ઉભેલો પ્રસાદ પ્રેમ પૂર્વક બોલ્યો.

" ઉત્સા ! તારી સુંદરતા પ્રતિ. આ ન્હાની શી વાડીમાં ખિલેલા સુમધુર સુમનો ઉત્સાહ પૂર્વક મસ્તક નમાવી હાસ્ય પ્રદર્શિત કરે છે !"

" ખરેખર !" ઉત્સાએ ડોક નમાવીને હસતાં પૂછયું.

" હા." પ્રસાદ બોલ્યો.

આ શુદ્ધ પ્રેમના ઉભય આત્માનો વાર્તાલાપ કયાં સુધી લંબાત એ અમે કશું કહી શકતા નથી; પરંતુ પાંચ સાત કદાવર માણસના ઘસારા બંધ પગલાનો અવાજ તેમના કાન પર ન પડયો હોત તો હજી વાત ચીત લંબાત એમતો ચોક્કસજ એ ઓચિંતી આવનાર પાંચ પોલીસની હથિયાર બંધ ટુકડી હતી. વિશ્વસેન તરફથી પ્રસાદ અને ઉત્સા ઉભયને બંદીવાન કરવાના ઉદ્દેશે તે લાગ સાધીને છુપી રીતે ત્યાં આવી પહોંચી હતી.

ઉત્સા, પોલીસોના ઓચિંતા ધસારાથી ગભરાઈ ગઇ, પરંતુ પ્રસાદ જરા પણ ગભરાયો નહિ. તેના વદનપર વીરત્વની રેખાઓ ઓપી રહી પ્રસાદના પ્રથમ દર્શને આંગંતુક પોલીસો પણ ગભરાઈ ગયા–ડરખાઈ ગયા, તો પણ પ્રસાદને નિઃશસ્ત્ર જોતાં તેઓ પ્રસાદ પ્રતિ ધસ્યા પોતાને બંદિવાન કરવાનો ઇરાદો છે એવું પ્રસાદ સ્હમજી ગયો. એવા પાંચ પોલીસો તો શું પરંતુ પાંચસો પોલીસો ઘેરી વળે તો પણ એ ઘેરાને વીંધી નાખવા જેટલી પ્રસાદમાં શક્તિ હતી. પરંતુ અત્યારે તે નિઃશસ્ત્ર હતો. એક મિનિટ પણ તલ્વારને દુર ન મૂકનારો પ્રસાદ આજે તલ્વાર વિહિન શીવાલયપર આવી ચ્હડયો હતો. ખરૂં કહીએ તો તેને ભાવિએ ભુલાવ્યો હોય ! નહિતર તે કદીપણ શસ્ત્ર વિના ઘર બહાર પગલું ભરતો નહિ.

પોલીસની ટુકડી તેના અંગપર ધસી; એ વખતે પ્રસાદના રૂંવા અવળાં થઇ ગયા. મસ્તિષ્કમાં ઝનુન ઉછળ્યું. તેના હાથ પોલીસોના ડાચા ભાંગી નાખવા અધિર બન્યા. પરંતુ તેની કમ્મરનો તલ્વારનો શણગાર કયાં હતો કે તે અધિરતાને શાંતિ આપે ? તે લાચાર બની ગયો. નિરાધાર સ્થીતિનો તેને ખ્યાલ આવ્યો કદી પણ શસ્ત્ર વિહિન ફરવા ન નિકળવું એ ક્ષાત્રિય ધર્મનું તેને એ સમયે વધારે જ્ઞાન મળ્યું અનુભવથી સાક્ષાત્કાર થયા જેવું થયુ. નિઃશસ્ત્રતોય પ્રસાદ હતો. પોલીસો જાણુતા હતા કે જેને કેદી કરવો છે

તે પોતાની શકિતથી અનંગ ગુણી શક્તિવાળો છે એક પોલીસે જેવા પ્રસાદના ખભાપર હાથ મૂકયા કે પ્રસાદ ઉછળ્યો. તેની કમ્મરમાં તલવાર ઝુલતી હતી તેની મુઠ પ્રસાદના હાથમાં આવી જતાં પ્રસાદે તે જોરથી ખેંચી તલવાર સનનન અવાજની સાથે ચમકી રહી. પ્રસાદને હાથ જતાં જાણે તે હસતી હોય તેમ દેખાવા લાગ્યું

પ્રસાદે તલ્વાર ખેંચી તો ખરી, પરંતુ તેનો ઉપયોગ તેનાથી થઇ શકયો નહિ. કારણકે જેવો તે તલ્વારને ઉગામવા ગયો તેવોજ બીજા પોલીસે સમય સૂચકતા વાપરીને પ્રસાદના હાથ પર તલ્વારનો વાર કર્યો. સુભાગ્યે તે ઘા પ્રસાદના હાથમાં લાગવાને બદલે તલ્વારમાં લાગ્યો, ને તેથી તલ્વારના બે કકડા થઇ ગયા. ભાંગેલું બુઠું પ્રસાદના હાથમાં રહ્યું. તેનાથી શત્રુને મ્હાત કરવું લગભગ અશકય જેવું હોઇ પ્રસાદે તે નમાલું થઇ ગયલું શસ્ત્ર ફેંકી દીધું. ને બન્ને હાથની મુઠીઓ વાળી. દાંત કચકચાવી હોઠ દાબ્યા. એ વખતે પ્રસાદના હૃદયમાં ઝનુનના જુવાળ ઉપર જુવાળ આવ્યા. પરંતુ પોલીસો પાસે શસ્ત્રો હતા એટલે પ્રસાદનું ઝનુન કશા પણ દેખાવમાં આવી શકે એમ હતું નહિ.

એક પોલીસે સાહસ કરીને પ્રસાદના હાથ પકડયા ને બીજા ચાર જણાએ દોરડા વતી એના હાથ મજબુત રીતે બાંધી લીધા. આ બધો વખત ઉત્સા જરા દુર ઉભી ઉભી

કાંપતી હતી. તેને ન્હાસી જવા માટે માર્ગ હતો. અવકાશ હતો. શકય વાત હતી. પરંતુ પોતાના પ્રેમિકને ખરાબ હાલતમાં રહેવા દઇ ન્હાસી જવું એ ઉત્સા જેવી સાથે ક્ષત્રિય કુંવરીના કાયદામાં શોભે એવું ન હતું. જ્યારે પ્રસાદ બંદીવાન્ થયો ત્યારે તેના તરલ નયનોમાં આંસુ ઉભરાયા. એ આંસુ લુછવા તેણે સાડીનો પાલવ હાથમાં લીધો ત્યાં એ પોલીસો તેની પાસે આવ્યા અને તેને પણ મજબુત રીતે બાંધી.

ને પછી એ પાંચ પોલીસોની ટુકડી પ્રસાદ અને ઉત્સાને બંદીવાન દશામાં ત્યાંથી લઇ ચાલી. એવા રસ્તે થઇને વિશ્વસેને તેમને પોતાની પાસે આવવાનું કહ્યું હતું કે તે રસ્તે એક પણ માણસ ફરકતું નહિ. પ્રસાદ અને ઉત્સાને વિશ્વસેનની સમક્ષ હાજર કરવામાં આવ્યા. એ વખતે વિશ્વસેન પોતાના મહાલયના અંતઃર્ભાગના પોતાના ખાનગી રૂમમાં હુકકો ગગડાવતો બેઠો હતો. અને મોકલેલી પોલીસની ટુકડી શું કરીને આવે છે એ જાણવા તે અત્યંત આતુર બની ગયો હતો; તે પ્રસાદ અને ઉત્સાને બંદીવાન્ જોતાંજ આનંદમાં આવી ગયો. એક મ્હોટું મહા સામ્રાજ્ય સર કરતાં જેટલું અભિમાન આવે તેથી વિશેષ અભિમાન તેના હ્રદયમાં સ્ફુર્યું તેના નેત્રો પ્રસાદનાં વદન પ્રતિ કરડાયા. પ્રસાદે નીચું ઢાળી દીધું.

“ કેમ રે હીચકારા !” વિશ્વસેન બોલ્યો ! “ ક્યાં

ગઇ તારી વીરતા? નીચું જોઇને કેમ ઉભો છે? બતાવ તારૂં પાણી પ્રસાદ!"

પ્રસાદની આંખો ફાટી. અગ્નિના તનખા ખેરવતી તેની આંખે વિશ્વસેનને ક્ષણભર કંપાવ્યો. પોલીસોએ તેને મજબુત પકડી રાખ્યો હતો. એક કારતી દૃષ્ટિ ફેંકીને પ્રસાદ બોલ્યો.

"હીચકારો હું નહિ તું છે. તારા જેવા રાજાપદને લાયક કેમ ગણાય છે એજ સમજી શકાતું નથી. તારી ઉપર પરમાત્માનો કોપ શા માટે નથી ઉતરી પડતો? ને મારૂં પાણી જોવું હોય તો મારા હાથ છુટા કર.

"કર હાથ છુટાને પછી મુજ જોઇ લે શુરવીરતા,
"વાર થાય છે કેટલી તારા હૃદયને ચીરતાં,
"જો હાથ છુટા હોય તો ધડ–શીર તુજ જુદા કરૂં,
"તુજ રક્ત કેરૂં પાન ઓ ચાંડાલ! હું આજે કરૂં,
"હું શું કરૂં લાચાર છુ!....છે હાથ બાંધ્યા માહરા,
"નહિતર ઉડાડત પ્રાણ બસ પાટુ પ્રહારે તાહરા."

વિશ્વસેન પ્રસાદના જુસ્સાભર્યા વેણ સાંભળીને દીંગજ થઇ ગયો; તે પાછળથી હસીને બોલ્યો:

પ્રસાદ! બાંધેલા હાથે બંધીવાન દશામાં મારી સેવામાં ઉભો રહેલો તું અત્યારે કેવો શોભે છે?"

પ્રસાદનો ક્રોધ કાબુમાં રહ્યો નહિ, પોલીસો મજબુત રીતે પકડેલો છતાં પણ તે વિશ્વસેનના અંગ ઉપર ધસી

ગયો. પોલીસોએ આ વખતે બળ વાપરીને તેને અટકાવ્યો નહોત તો પ્રસાદની મુઠ્ઠીના પ્રહારથી વિશ્વસેનનું નાક ચીબાઇ જાત. પોલીસોએ જ્યારે તેને વિશ્વસેન પ્રતિ ધસી જતાં અટકાવ્યો ત્યારે તે વીરતાના આવેશથી અત્યંત કાંપવા લાગ્યો. વિશ્વસેનના પૂછાયલા છેલ્લા પ્રશ્નનો ઉત્તર આપતાં પ્રસાદ બોલ્યો.

"હું કેવો શોભું છું તે તારે જાણવું છે?"

"બેશક" કૈં અભિમાનના ભાવથી મ્હોં મરડતાં વિશ્વસેન કટાક્ષ રૂપે હસતાં બોલ્યો.

"સાંભળ! લંકાપતી રાવણની પાસે ઉભેલા બંદીવાન્ હનુમાનજી કેવા શોભ્યા હશે! આજનો પ્રસંગ—આ દેખાવ અને સરખાવ. અને એ સરખાવતાં તારા આગામી વિનાશના કડાકા સાંભળતાં તું મરણ હાલતને પ્રાપ્ત ન કરે એવી સંભાળ રાખજે. હનુમાનજી રાવણની પાસે બંદિવાન્ દશામાં ઉભા હતા, પરંતુ તેથી રાવણ વધારે બળવાન એને હનુમાનજી નિર્બળ હોય એમ માનવું અત્યંત મુર્ખાઇ ભરેલું છે. હનુમાનજી જ્યારે કોપ્યા ત્યારે લંકાગઢને આગ લગાડી હતી એ તેં રામાયણમાં કદી પણ વાંચ્યું છે? આ પ્રસાદવીરને જ્યારે કાંપશે ત્યારે જાણજે તારો વિનાશ થઇ ગયો! ધિક્કાર છે! યાદ કર તે દિવસ, કે જે દિવસે તારો જાન મારી તલ્વારની ધારને સ્પર્શ કરવાની અણી પર આવી ગયો હતો. નીતિસેન વચ્ચે ન પડયો હોત તો પૃથ્વી-

-ની સપાટી પર તું હોત કે નહિ ? એ વિષે કંઇપણ ખ્યાલ આવે છે ! ઓ ! મિથ્યા વીરતાના ગુમાની ! હવે આવી છે—તું નથી દેખી શકતો પરંતુ હું મારી નજર સ્હામે જોઉં છું—તારા મ્હોતની નિશાની......."

"જાઓ, મ્હારા બહાદુર સિપાઈઓ !" પ્રસાદના વાગ્બાણ અસહ્ય થઈ પડતાં વિશ્વસેન વચમાંજ બોલી ઉઠયો. "તમે પાંચ જણા બીજા પચાસ પોલીસોને સાથે લઇને અત્યારેજ જેપુર પ્રયાણ કરો. પ્રસાદ અને ઉત્સા બન્નેને ત્યાં કારાગારમાં ભયાનક ભોંયરામાં પુરી દઈ પાછા ફરજો. ને તેમ કરતાં ખબરદાર ! પ્રસાદ તારા હાથમાંથી છટકી જવા પામે નહિ, તદુપરાંત કોઇ પ્રજાનું માણસ પ્રસાદને કેદી બનાવ્યો છે એ વાત જાણવા પામે નહિ. અહિંથી જેપુર સુધીનો માર્ગ એવો લેવો કે કોઈપણ સામે આવે નહિ. વળી હું તમને એક ગાડી આપું છું તે ગાડીનાં બારણાં બંધ કરતાં અંદર કોણ છે તે બહારથી જોનારને સમજાશે નહિ. જાઓ, ઉતાવળ કરો. પ્રસાદકુમાર !" પ્રસાદને ઉદ્દેશીને બોલ્યો: "હવે સુખેથી ભોંયરાના રાજ્ય કરો."

પ્રસાદ વિશ્વસેન તરફ ક્રોધિત થવાને બદલે ઉત્સા તરફ જોઇને દીલગીર થયો. પોતાને માટે પરમાત્માની સુંદર વાટિકામાં ખીલતું સુમન વિના કારણ પાપીના પાતકથી રંધાય ને કષ્ટ પામે એ તેને અત્યંત દુ:ખનો

વિષય થઈ પડયો. તેની આંખમાં સ્વાભાવિકજ આંસુ આવ્યા.

પ્રસાદની આંખમાં આવેલા આંસુ જોઈને વિશ્વસેન બોલ્યો.

"વાહ! વીર પુરૂષ કદી પણ રડે ખરો કે? તેની આંખમાં આસુ નહોય પણ–"

વચ્ચેજ દાંત કચ કચાવતો પ્રસાદ બરાડી ઉઠયો.

"અગ્નિના ભડકા હોય એમને? ઓ! બાયલા! મને બંદીવાન દશામાં રહેવા દઈ હુશિયારી મારતા પહેલાં મને છુટો કરીને મારા હાથનો સ્વાદ ચાખીજો....ચાખીજો તારામાં તેટલી શક્તિ હોય તો!"

વિશ્વસેન કંઇ બોલ્યો નહિ. પોલીસો તરફ તેણે સંકેત દૃષ્ટિ કરી: એટલે પોલીસો એ ઉભય પ્રેમાત્માઓએ ત્યાંથી બહાર લઇ ગયા. વિશ્વસેનના ગર્વની સીમા રહી નહિ.

---

## પ્રકરણ છઠ્ઠું.

### "જયન્ત"

રાત્રે નીતિસેનના ઘરમાં રોકકળ થઇ રહી. ઉત્સાને કોઈ બદમાશ ઉપાડી ગયું હોય એમ નીતિસેનને કલ્પના આવી. રાત્રિના દશ વાગ્યા સુધી ઉત્સાની ઘેર આવવાની રાહ જોઇ. પણ ઉત્સા કયાંથી આવે એમ હતી? તેતો

ક્રૂર વિશ્વસેનની નીચતાની નદીમાં ગળા સુધી ડુબી ગઈ હતી. દશ વાગ્યા પછી નીતિસેન હથિયાર સજી ઘોડેસ્વાર થઇ ઉત્સાની શોધ માટે નિકળ્યો. પ્રથમ તેણે આખા વિશ્વગઢમાં તપાસ કરી પણ ઉત્સાનો પત્તો લાગ્યો નહિ. બાર વાગતાં તે ગામ બહાર નીકળ્યો. ને વિશ્વગઢની ચોમેર બબ્બે ગાઉ સુધી તે ફરી વળ્યો. ઉત્સાનો પતો સવાર સુધી રખડતાં છતાંય નીતિસેન મેળવી શકયો નહિ. પ્રભાત થયું ને તે વિશ્વગઢમાં નિરાશ ચ્હેરે દાખલ થયો. નક્કીજ કોઈ બદમાશનું કાવત્રુ એમ નીતિસેને ખાત્રી કરી. ઉત્સાના અભાવે તેને દારૂણ દુઃખ ઉપજ્યું. કુટીલોના કારસ્થાનનો કારમો ભોગ થઈ પડેલું પોતાનું કન્યા કુસુમ કેવી રીતે પોતાનું અસ્તિત્વ ટકાવી રાખશે એ ચિન્તામાંને ચિન્તામાં તે જયંતના ગૃહ પર આવી ચ્હડયો.

જયંત આ વખતે ઘરમાં જ હતો. શૌચ વીધિથી નિવૃત થઇ તે દાતણ કરતો હતો ત્યાં નીતિસેનનું આવવું થતાં તેના આશ્ચર્યનો પાર નહિ. નીતિસેન કદી પણ પોતાને ત્યાં પ્રભાત વખતે આવેલો નહતો. તેમ જયંતને ખબર હતી કે નીતિસેન પ્રાતઃકાળમાં ઉઠીને પરમાત્માની પૂજામાં પ્રવૃત્ત થાય છે ને મધ્યાન્હ સુધી તે ધાર્મિક ક્રિયામાં રોકાય છે, ને એટલી વખત બહાર નીકળવાનું તો શું પરંતુ આંખ ઉઘાડવાનું પણ નિતિસેન રાખતો નથી. અને આજે એકાએક પ્રભાતમાંજ પોતાને ત્યાં નીતિસેનને આવેલો, અને તે

પણ ઘોડે સ્વાર થઇને આવેલો જોતાં જ તે આશ્ચર્યાન્વિત ચ્હેરે મિત્રને સામો લેવા દ્વાર બહાર આવ્યો. નીતિસેનના મ્હોં પર દીલગીરીએ સામ્રાજ્ય વિસ્તારી દીધું હતું. તેનો ચ્હેરો મ્લાન થઈ ગયલો હતો. જયંત તેનું કારણ કલ્પવા કલ્પનાના ઘોડા હૃદયમાં દોડાવવા લાગ્યો પરંતુ તે કશાપણ નિશ્ચયપર આવે તે પહેલાં નીતિસેન બોલ્યોઃ "ભાઈ જયંત! ઘણું ભયંકર થયું છે!"

આટલા શબ્દો બોલતાં નીતિસેનનું ગળું રૂંધાઇ ગયું તે વધારે બોલી શકયો નહિ. અશ્વપર મહા પ્રયત્ને નીચે ઉતરી તે દીંગમુઢ સુનકાર–ની જેમ નીચાનેત્રે ઉભો રહ્યો. તેની આંખોમાં દડ્દડ્ આંસુઓ જમીનપર ગરવા લાગ્યા.

જયંતતો સ્તબ્ધજ થઈ ગયો. નીતિસેનની પાસે જઈને તે આશ્વાસન આપતો કહેવા લાગ્યો.

"નીતિસેન! એવું શું ભયંકર બન્યુ છે કે આમ અર્ભિકની પેઠે તમે આંસુ ખેરવો છો? શાંત થાઓ ને જે હોય તે હકીકત સવિસ્તૃત મ્હને કહી સંભળાવો તમારૂં દુઃખ મારાથી બનશે તેટલું ઓછું કરવા ખુશીથી હું મારો જાન અર્પણ કરીશ."

મીત્રના આ આશ્વાસનથી નતિસેન કૈંક અંશે શાંત થયો. પરંતુ પુનઃ ઉત્સાની મૂર્તિ તેના નયન સમક્ષ ઉપસ્થિત થતાં તેની આંખોમાંથી જાણે શ્રાવણ ભાદરવો વરસવા લાગ્યો જયંતના હોસ કોસ ઉડી ગયા હોય એવું

એ વખતની તેની બનેલી મુખમુદ્રાની દીનતાપરથી કળી શકાય એમ હતું.

જયંત ઘણાં ઠંડા પરંતુ ઉત્સાહપ્રેરક અવાજે બોલ્યો.

"ભાઇ નીતિસેન! એક ન્હાના છોકરાની પેઠે શું જોઇને આમ કલ્પાન્ત કરો છો? આમ રડવું એ તમને યોગ્ય છે! દુઃખ આવે એથી શું થયુ? શુરવીર, પવિત્ર ને નીતિમાન નરની ઉપર સર્વદા સંકટ આવે છેજ. નામર્દો ઉપરજ સંકટ નથી આવતા. ચન્દ્રસુરજને રાહુ ગ્રહે છે, પરંતુ એ દીન તારલાઓને માટે ક્યાં હોય છે? કુદરતનો નિયમ છે કે મહાન્ આત્માઓ હોય તેના ઉપર હમેશાં કષ્ટના વાદળાનું અંધારૂં ઝઝુમતુંજ ફરે છે. માટે હિમ્મત રાખો ધીરજથી પ્રાપ્ત કષ્ટના પડદાને ચીરી નાખવાનો પ્રયાસ સેવવો એનું નામ સજ્જનતા, દુઃખથી ન ગભરાતાં સદા પ્રસન્ન ચિત્તે રહેવું એનું નામ મનુષ્યત્વ. નીતિસેન! તમે એક મહાન્ પુરૂષ છો તમારા જેવાએ તો અમારા જેવા અલ્પજીવોને દુઃખની પીડાથી રડતા જોઇને આશ્વાસન આપવું જોઇએ, તેના બદલે તમે પોતેજ દુઃખથી ગભરાઈ જાઓ ને આમ આંસુ પાડો એ શું ઉચિત છે? શાંત થાઓ, ને જે હોય તે તમારા આ ન્હાનકડા મિત્રને જાહેર કરો. તે તેનાથી બનતું કરવા જરાપણ પછા રહેશે નહિ"

"પણ–પણ–જયંત! હું શું બોલું? મારૂં ગળું રૂંધાઈ ગયુ છે. જીભ કેમે કરી ઉપડતી નથી!"

એટલું બોલતાં નિતિસેન પુનઃ જોરથી ડુઠવો મૂકયો.

જયંત નીતિસેનને ધીમેથી અંદર તેડી ગયો ને એક આસન પર બેસાડીને પોતે તેની સામે એક બીજું આસન ગોઠવીને બેઠો અને બોલ્યો.

"એમ રડવામાં કંઇજ સાર નથી. કહેશો કે શું ભયંકર સંકટ છે?"

"ઉત્સાને કોઇ બદમાશ ઉપાડી ગયું છે!"

વીજળીના આંચકાથી પણ વિશેષ આંચકાનો અનુભવ જયંતના કોમળ હૃદયને નિતિસેનના અંતીમ શબ્દોએ કરાવ્યો. ને નીતિસેનના રડવાની સાથે તે પણ એકાએક રડી પડયો ન કલ્પેલી હકીકત કર્ણપર પડતાં તે કંપી ગયો. પરંતુ પાછળથી હોશિયાર થતાં તે બોલ્યો.

"ખરેખર! નીતિસેનભાઇ! ઘણુંજ ભયંકર બન્યું છે. પરન્તુ રડવાનું છોડી દઈને મને સઘળી વાત નિવેદન કરો."

"વાત એમ બની છે કે ગઇ કાલે સાંજે ઉત્સા એકલી ગામ બ્હાર શિવાલય ગઈ હતી, ત્યાંથી પાછી જ ફરી નથી. રાત્રિના દશ વાગ્યા સુધી તેના આવવાની રાહ જોતાં અમે ઘરના સહુ ચુપચાપ ખિન્ન મુદ્રાએ બેઠા; પરન્તુ જ્યારે ઉત્સા આવી નહિ, ત્યારે તેની શોધ માટે હું અશ્વરોહી થઈ નીકળ્યો. બે કલાક આખા ગામમાં તપાસ કરી ને પછી ગામ બહાર નીકળ્યો. વિશ્વગઢથી બબ્બે ગાઉ સુધી ચોમેર ફરી વળ્યો પરંતુ ઉત્સાનો પત્તો મળ્યો

નહિ. અને થાકીને ગામમાં દાખલ થયો; ને તમારે ત્યાં આવી ચ્હડયો, કહો જયંતભાઇ! ઉત્સા હવે કયાંથી મળી શકશે ?"

"પ્રસાદ કુમારને બોલાવીએ તો તેની સલાહ વધારે ઉપયોગી થઇ પડશે એમ મારૂં માનવું છે" જયંત બોલ્યો.

"પ્રસાદ કુમારને બોલાવવાની ઇચ્છા હોય તો તેમ કરો." નીતિસેનની અનુમતિ મળતાં જયંતે પોતાના એક નોકરને ચિઠ્ઠી લખી આપી પ્રસાદના મકાન તરફ દોડાવ્યો. અલ્પ સમયમાંજ તે નોકર પાછો આવ્યો અને જયંતને તેણે જણાવ્યું.

"સાહેબ! કાલ સાંજના પ્રસાદ કુમાર ઘેર આવ્યા નથી એમ ઘરમાંના માણસો જણાવે છે."

"હેં! શું કહે છે ?" નીતિસેનના ડોળા પહોળા થઈ ગયા.

"હા, કાલ સાંજના પ્રસાદ કુમાર ઘેર આવ્યા નથી."

"ખરેખર!" જયંત ઉંડો વિચાર કરીને પોતાને શંકા ઉપસ્થિત થઇ ને નીતિસેનને જણાવવા લાગ્યો. "ખરેખર! ઉત્સાની સાથે પ્રસાદનું પણ હરણ થયું છે, પરંતુ હું ખાત્રીથી કહું છું કે આ કામ તમારા બંધુનું હોવું જોઇએ. તે સિવાય કોઈની મગદુર નથી કે પ્રસાદને બંદીવાન કરી શકે. માહારાજા પોલીસોની મદદવડે પ્રસાદને પરાભુત કરીને કેદી કરી ચૂકયા હશે એમ મારૂં માનવું છે, કહો નીતિસેન! તમે શું કલ્પો છો ?"

" કદાચ તેમ પણ હોય ! નીતિસેન બોલ્યો.

" જો એમ હોય તો પણ કશો ઉચાટ રાખશો નહિ. હું હમણાં જ તેની તપાસ માટે બહાર પડું છું; ને જો વિશ્વગઢના જેલખાનામાં તેમને પુરવામાં આવ્યા હશે તેવી મને પાયાદાર ખબર મળશે તો મારૂં વચન છે કે ઉત્સા અને પ્રસાદને કારાગાર મુક્ત કરીશ અગર તો તેમ કરવા જતાં મારા જાનની હું કુરબાની કરીશ."

જયંત આ પ્રતિજ્ઞા કરતાં ઉશ્કેરાઈ ગયો. નીતિસેને તેને ઠંડો પાડયો. પછી નીતિસેન પોતાના ઘેર જવા નીકળ્યો ને જયંત છુપા શસ્ત્રો શરીર સાથે લગાવીને તેની ઉપર પોષાક પરિધાન કરી ગામમાં વધુ તપાસ અર્થે નિકળી પડયો.

તપાસ કરતાં તેને જણાઇ આવ્યું કે પ્રસાદ અને ઉત્સા બન્નેને ગઈ કાલે સાંજે ગામ બહારના શિવાલયની અત્યંત નજીક વાત કરતાં ઉભેલા વિશ્વસેન મહારાજાએ જોયેલાં ને તેમણે છુપી રીતે પોલીસો મોકલીને એ બન્નેને બંદીવાન કરી પોતાની પાસે હાજર કરાવ્યા હતા; ને અંતે એ બન્ને નિર્દોષ કેદીઓને, જેપુરના ભોંયરામાં પુરી દેવા ને એ વિકાળ ભોંયરાના ગર્ભમાં અન્નજળ વિના એ બે નિર્દોષ આત્માઓને મૃત્યુ પમાડવા માટે મહારાજાએ થોડા પોલીસો સાથે રાત્રેજ તેમને જેપુર તરફ રવાના કરી દીધા છે.

ઘણી છુપા રીતે વિશ્વસેને આ કાવત્રું લડાવ્યું હતું

પરંતુ એ ચોક્કસ છે કે પાપ કદી પણ છુપાવ્યું રહી શકતું નથી. વાત પવન વેગે ગામમાં પ્રસરી જાય છે; છતાંય મુર્ખ માનવીઓ પોતાનું પાપ ઢંકાઇ ગયું માની મલકાય છે! વિશ્વસેનના કાવત્રાની વાત કર્ણોપકર્ણ આખા વિશ્વગઢમાં પ્રસરી રહી. ધર્માત્માઓના દીલને આથી અત્યંત દુ:ખ ઉપજયું.

---

## પ્રકરણ સાતમું.

### જયંત જેપુર તરફ.

આટલી ખબર મેળવીને જયંત નીતિસેન પાસે આવ્યો. નીતિસેન ચીંતાતુર વદને બેઠો હતો તે જયંતને જોઇને બોલ્યો.

" શું કરી શક્યા? કંઇ પત્તો મળ્યો ? "

" શું કહું ? ભાઇ નીતિસેન ? આપના બંધુએ તો પાપની પરાકાષ્ટા કરી છે. વિના કારણ પ્રસાદ અને ઉત્સાને કેદ કરાવી ને જેપુર મોકલી દીધા છે; ને હુકમ આપ્યો છે કે ત્યાંના ભયંકર ભોંયરામાં તેમને પુરીને અન્નજળ વિના તેમને મારી નાખવા. "

" શું આ એજ મારા ભાઇનું કાવત્રું ! "

" હા. "

નીતિસેન અત્યંત આવેશમાં આવી ગયો. ભાઇ પ્રતિ તેને અપૂર્વ માન અને પૂજ્યવૃત્તિ હતી તે અગાઉ સ્પષ્ટ શબ્દોમાં આલેખાઇ ગયું છે. પોતાનું ખુન કરવા આવનાર ભાઇને પણ તેણે પ્રસાદના હાથમાંથી છોડવ્યો હતો. આજે ભાઇની પુત્રીને વિના કારણ પીડવા અને પ્રસાદ જેવાને ઠાર કરવાની નીચતામાં સંડોવાયેલા વિશ્વસેન પ્રતિ તેને ઘૃણ વછૂટી. તેના ભવા ચ્હડયા. દાંત વચ્ચે હોઠ પીસાયા તેના વદનપર–નયનમાં જુસ્સાનાં તેજ ચમકયા. તે એકદમ બોલી ઉઠયો.

" લાવો જયંતભાઇ તમારી તલ્વાર; ને કરી આવું એ અધમ ભ્રાતાનો એક ઝપાટે સંહાર ! "

" ભાન ન ભુલો નીતિસેન ! " જયંત બોલ્યો. " નિતીસેન થઇ અનીતિના અધમ માર્ગે ચ્હડવાનું શા માટે પસંદ કરો છો ? "

" જયંત ! " નીતિસેન અત્યંત જુસ્સા પૂર્વક બોલ્યો.

" મને રોકો નહિ. મને તે ભાઇની ખબર લેવાદો. બસ લેવાદો. મને રોકો નહિ. "

એમ બોલતો તે એકદમ ઘર બહાર નિકળ્યો. ને જયંત ગભરાયો. નીતિસેનને રોકવા તે તેની પાછળ પડયો. નિતીસેન અત્યંત ત્વરાથી દોડતો હતો; તેથી જયંતે તેને થોડે દુર ગયા પછી પકડયો અને રોકયો. પોતાના હાથ છોડવતાં નીતિસેન બોલ્યો.

“શા માટે મને રોકો છો ? ”

“સાહસ કરવામાં સાર નથી.” જયંત બોલ્યો. “એની મેળા એ બધું સારૂં થઇ રહેશે. ચાલો ઘેર.”

“નહિ. મને જવાદો. એ વિશ્વસેનને—”

“ચુપ રહો. કોઈ સાંભળી જશે ને તે મહારાજાને–”

ભલે કહી દે. મને તેની પરવા નથી. મને બસ જવા દો. અત્યારે હું ઉન્માદને વશ છું મારી જાતને અંકુશમાં રાખવા હવે અલૌકિક બળની જરૂર છે. તમે મને અંકુશમાં રાખી શકશો નહિ. છોડી દો. ખસો.”

એટલું બોલીને નીતિસેન પુનઃ છટકીને દોડયો. જયંત પાછો દોડયો ને વળી રોકયો. નીતિસેન અત્યંત ઉન્માદમાં આવી ગયો હતો.

જયંતે તેને મહા પ્રયત્ને શાંત કર્યો; ને પછી બન્ને નીતિસેનના મકાને આવ્યા.

“જયંત ! મને શા માટે રોકયો ? શું એ ભાઇ કસાઇ નથી ? ને પછી કસાઈને શા માટે ન હણવો ? ”

“શાંત રહો. એ બધું જવાદો. પ્રથમ કહો કે પ્રસાદને શી રીતે કેદીની દશામાં છોડવવો ? ”

“આપણે બન્ને જેપુર જઇએ, અને લોયરૂં તોડી–ફોડીને પ્રસાદને લઇ આવીએ, બીજું શું ? ”

“એમ નહિ.”

“ત્યારે ? ”

"મારો મત એમ કહે છે કે તમે અહિં રહો—ને–"

"ને?"

"ને હું જેપુર જઉં!"

"તમે એકલા એ ભીષણ કાર્ય પાર પાડી શકશો?"

"હિંમત છે!"

"પણ હું સાથે આવું તો?"

"નહિ, મને એકલાને જ જવાદો. આપણે ઘણી છુપી રીતે કામ કરવાનું છે!"

"તમે એકલા જતાં કદાચ કેદ થઇ જશો તો?"

"એવી શંકા કરવાથી કંઇ કામ થઇ શકે નહિ. હું અત્યારેજ જવા ધારૂં છું."

"ભલે જાઓ. પણ સાવધાન રહેજો."

જયંત જેપુર જવા તૈયાર થયો. તેણે પોતાના ખાસ અશ્વને તૈયાર કર્યો. જોઈતાં હથિયારો તેણે લઇ લીધાં અને પછી ગુપ્ત રીતે તે જેપુરના રસ્તે પ્રયાણ કરી ગયો.

જે વખતે તે જેપુર જવા નિકળ્યો તે વખતે સૂર્ય-નારાયણ મસ્તકોપરી થયા હતા. તાપતો જાણે મારૂં કામ! પ્રભાકરના પ્રખર કિરણો પૃથ્વીપટને ધગ ધગતું કરી રહ્યા હતા. રસ્તે ચાલતા પથીકોના કંઠ જળ વિના સુકાતા હતા. પવનની ગતિમંદ હોઈ તાપ વિશેષ હતો. માયાવી મૃગજળ તૃષાતુર હરિણોનાં પ્રાણ હરી રહ્યું હતું. ચારે દિશાઓ ઝોં ઝોં સોં સોં કરી રહી હતી. વૃક્ષની ઘટામાં

ક્રુપાયલા પક્ષીઓ તાપનો ઉકળાટ શમાવવા માટે પાંખનો પંખો હલાવી રહ્યા હતા. ચોરને કાંધમારે એવા ભયંકર સમયે જયંત જેપુરના રસ્તે પ્રયાણ કરી રહ્યો હતો.

એક, બે, ને ત્રીજા કલાકે તે જેપુરના સીમાડામાં દાખલ થઇ ગયો. ત્યાંથી જેપુર બે ગાઉ દૂર હતું. ઉકળાટને લઇને તેમજ ત્વરિત ગતિથી અશ્વ પરસેવે રેબઝેબ થઇ ગયો હતો. તેમ જયંત પોતે પણ પરસેવાથી પલળી ગયો હતો એમ કહીએ તો તેમાં લેશ પણ અતિશયોક્તિનો દોષ સંભવિત નથી.

સીમાડા પાસે એક વાવ હતી. જયંતને તૃષા લાગેલી હોવાથી વાવ પાસે થોડી મીનિટ વિશ્રાંતિ લેવા તે અશ્વ પરથી નીચે ઉતર્યો. અશ્વને પાસેના એક વૃક્ષના થડસાથે બાંધીને તે વાવના પગથીયા ઉતરવા લાગ્યો. વાવ ઘણી ઉંડી હતી. બરાબર દોઢસો પગથીયા નીચે ઉતરતાં પાણી છે એવું જયંતને જોવામાં આવ્યું...પ્રથમ હાથ–મ્હોં ધોઇ સ્વચ્છ થઇ ગયા પછી પીધું. વાવનું પાણી અવાવરૂં હોઇ મીઠું કે નિર્મળ ન હતું. ગંદું અને કૈંક ખારાશના સ્વાદવાળું પાણી પણ જયંત ગટગટાવી ગયો, તરસ સખ્ત હતી એટલે ગમે તેવું પાણી પણ તૃષા છીપાવવાના ઉપયોગમાં લેવાય એમ ધારી જયંતે એ ગંદા પાણીને પણ ગંગાનાં પાણીથી અધિક ઉત્તમ માન્યું.

પાણી પીને તે વાવ ઉપર આવ્યો. તેને જે બ્હીક

હતી તે એ હતી કે દોઢસો પગથીયા જેટલે ઉંડે ઉતર્યો છું ને બહાર કોઇ અશ્વ ઉપાડી જશે તો ? તો પ્રસાદને મુક્ત કરવાનું કેટલું મુશ્કેલ થઇ પડશે ? પરંતુ સુભાગ્યે તેની એ બીક પ્રમાણે કૈં થયું નહિ. જેવો તે વાવની ઉપર આવ્યો કે તેને જોઇને અશ્વે હહણાટી કરી. જયંતે જાણ્યું કે તે કુચ કરવાની ઉતાવળ કરે છે !

તે અશ્વારોહી થઇ રસ્તે પડવાનો વિચાર કરતો હતો ત્યાં તેના મગજમાં એક વિચાર આવ્યો અને તે એકે "રાતના અંધકાર પૃથ્વી પર ફરી વળે એટલે જેપુરમાં પ્રવેશ થાય તો ઠીક. દિવસે કદાચ ધારેલું પાર પાડતાં જોખમ ઉપસ્થિત થશે."

આ વિચાર તેને સલામતી માટે સારો જણાયો એટલે રાત પડે ત્યાં સુધી વાવ પાસેના વૃક્ષની છાંયાતળે રોકાવાનો તેણે નિશ્ચય કર્યો અશ્વપરથી ગાદી લઇને તેણે વૃક્ષની છાયા નીચે પાથરી; ને જેવોતે તે પર બેસવા જાય છે ત્યાં તેની દૃષ્ટિ થોડે દુર સુકા ઘાસમાં પડેલી એક સ્ત્રીનાં ધુળથી ખરડાયલા વદન પર ગઇ, ને તે ચમકયો.

તે સ્ત્રી કોણ હતી ? ઉત્સા હતી ? ઉત્સાને તો ભોંયરામાં પુરી દેવામાં આવી છે તે અહિં કયાંથી આવે ? ત્યારે તે કોણ હતી તેનો સ્ફોટ સમય પોતે આગળ ઉપર કહી બતાવશે.

જયંત ધીમે પગલે તે સ્ત્રી પાસે ગયો. પ્રથમ તેણે

કલ્પ્યું હતું કે તે મૃત્યુ પામી ગઈ છે. પરંતુ જ્યારે તે છેક પાસે ગયોને તેની છાતી ધીમે ધીમે ધબકતી તેણે જોઇ ત્યારે તેણે પોતાની કલ્પના ફેરવી "સ્ત્રી જીવે છે પરંતુ કોણ જાણે શા કારણથી પણ તે મૃત્યુની અણીપર ઉભેલી હોય એમ જણાય છે." આ પ્રમાણે આત્મગત ઉદ્ગાર કાઢી તેણે સ્ત્રીના વદનપરની ધુળ પોતાની પાસેના રૂમાલ વડે દુર કરી તે સ્ત્રી હવે કેંક સુંદર જણાવા લાગી તેના કપડાં જયંતે વ્યવસ્થીત કર્યાં; ને પછી તે એકીટશે સ્ત્રી પ્રતિ જોતો ઉભો રહ્યો.

થોડીવારે તે સ્ત્રીએ ઘેનમાંથી આંખ ઉઘાડે તેમ પોતાની આંખો ઉઘાડી; પોતાની પાસે એક પુરૂષને ઉભેલો જોઈ તેણે ભયથી આંખ મીચી દીધી ને જરા કંપી ઉઠી.

જયંત તેની વધારે નજીક ગયો અને ધીમેથી પણ સ્પષ્ટ સ્વરે બોલવા લાગ્યો:

"બ્હેન ! તમે કોણ છો ? મારાથી ડરશો નહિ. મને તમે તમારો ભાઈ-ધર્મનો ભાઈ ગણશો. જે દુઃખ હોય તે કહેશો તો હું કેંક મદદ કરવા પ્રેરાઈશ."

તે સ્ત્રીનો ભય દુર થયો ને તેણે ધીમે રહીને આંખ ઉઘાડી જયંત સામે દષ્ટિ તાકીને તે અસ્ફુટ સ્વરે બોલી.

"ત-તમે-કો-ઓ-ણ છો ?"

"હું કહું ત્યાર પહેલાં તમે કહો કે કોણ છો ? કશો પણ ડર ન રાખતાં મને ધર્મનો ભાઈ માનશો."

"ભાઇ !" તે સ્ત્રી પડખું ફેરવતાં ખિન્ન અવાજે બોલી "તમે મારા ભાઇ થશો ?"

"બેશક." જયંત બોલ્યો.

"જે મારો ભાઇ થશે તેતો મને જે જોઇએ તે આપશેજ." તે સ્ત્રીએ ધાર્મિક વાક્ય ઉચ્ચાર્યું.

જયંત જરા ચમક્યો. તેના કહેવાનો આશય તે કલ્પી શક્યો નહિ તે બોલ્યો.

"અલબત, જે જોઇએ તે તમારો આ ધર્મનો ભાઇ તમને પુરૂં પાડશેજ !"

"સાચું કહો છો ?" તે સ્ત્રી બોલી અને ધીમે રહીને બેઠી થઇ.

"હા," જયંતે કહ્યું,

"તો–તો મને આપો." એટલું કહીને તે સ્ત્રીએ જંયત તરફ પોતાના હાથ લંબાવ્યા.

"શું ?" જ્યંત, સ્ત્રીની વાતને કળી શક્યો નહિ, તેને એટલું અનુમાનતો આવ્યું કે આ સ્ત્રી કદાચ ઘેલછાવશ હોય. દુઃખના ઉભરાથી તે ગાંડી બની ગઇ હોય ને તેથી લાંબા હાથ કરીને કૈં પણ કીધા વિના માગી રહી છે ! ઘેલછા વિના આવી વર્તણુંક સંભવે નહિ." સ્ત્રીને ચુપ જોઇ જયંતે પુનઃ પ્રશ્ન કર્યો.

"કહો, બ્હેન ! શું જોઇએ ?"

"શું ?" તે સ્ત્રી બોલી, "પણ તમે જરૂર આપશોજ?"

"જરૂર !" જયંતે કબુલ કર્યું.

"લાવો, આપો." વળી મોંઘમ માગણી થઇ.

"પણ શું ?" જયંતે પૂછયું.

"એક તીક્ષણ ખંજર !" તે સ્ત્રી મ્હોટા અવાજે બોલી ઉઠી.

"ખંજરને શું કરશો ?" જયંતે જાણ્યું કે તે ઘેલી બની ગઈ છે, તોપણ તેણે વધુ જાણવા માટે આગળ ચલાવ્યું.

"ગમે તે કરીશ, "તે સ્ત્રી બોલી:" જો વચનની કિંમત હોય તો ખંજર આપવુંજ પડશે."

આ શબ્દો તે સ્ત્રી એવી રાતે બોલી કે જયંતને લાગ્યું કે તે મુર્ખ નથી. ઘેલી નથી. ગાંડી નથી પરંતુ શુદ્ધિમાં-સંપૂર્ણ શુદ્ધમાં છે.

જયંતને મૌનવશ જોઇ તે સ્ત્રી બોલી: તેના સ્વરમાં ઉત્સાહ હતો.

"કેમ, ભાઇ ! ખંજર આપો છો કે નહિ ? જલ્દી કરો. મારે તેનું ઉતાવળથી કામ છે."

"પણ પ્રથમ કહે શો કે તમે કોણ છો ?" જયંતે તે સ્ત્રીની માહીતી જાણવાનો આગ્રહ કર્યો.

"તે જાણવાથી તમને શો લાભ છે ? ખંજર આપો તો ઉતાવળથી આપો ન આપવું હોય તો અહિંથી ચાલ્યા જાઓ. આપીશ કહીને ન આપવું આપેલા વચનની કશીજ કિંમત ન રાખવી એવા માણસનું મને કામ નથી. તમારા પહેરવેશ પરથી તમે રજપુત હો તેમ જણાય છે...."

" તમારૂં અનુમાન સત્ય છે." તે સ્ત્રીના બોલવાની વચ્ચે જયંત બોલી ઉઠયો. તે સાંભળીને સ્ત્રીએ વધુ બોલવા માંડયું.

" રજપુત હોય તે કદીપણ વચન ઉપર પાણી ફેરવે નહિ........"

" ખરેખર ! " જયંતે ઉદ્‌ગાર કાઢયો.

" તેનું તમારે કામ છે ? બસ ખંજર આપો નહિતર વંજો માપો. વધારે પડપૂછની જરૂર નથી. "

" તમારૂં નામ—"

" ચુપ કરો. તમારૂં બોલવું મને પસંદ નથી. ખંજર આપો અગર વંજો માપો.

જયંતે નિરૂપાયે ભેઠમાંથી એક ખંજર કાઢયું ને તે સ્ત્રીને આપતાં પહેલાં પૂછયું.

" જુઓ બ્હેન ! આ ખંજર રહ્યું. તે તમને આપું છું પણ તમારૂં નામ સાંભળવાની મારી જીજ્ઞાસા તૃપ્ત નહિ થાય ? "

" બસ નહિ થાય. "

" આટલો ઉન્માદ ! " જયંત આત્મગત વિચારવા લાગ્યો. "નદી આ સ્ત્રી આત્મ હત્યા કરવા માગે છે ખંજર મળતાંની સાથેજ તે પોતાની છાતીમાં ભોંકી દઇ મૃત્યુના માર્ગે પ્રયાણ કરી જશે એમ મને લાગે છે.... "

સ્ત્રીના શબ્દોએ જયંતની વિચારમાળા તોડી નાંખી. તે સ્ત્રી બોલી.

" વળી શું વિચારમાં પડયા ? "

" એજ કે મારે ખંજર આપીને તમને શા માટે આત્મહત્યા કરવા દેવી ? "

" ખંજર મળતાં હું આત્મહત્યા કરીશ એવું તમે શી રીતે કલ્પ્યું ? શું હું મરી જવા માટે ખંજર માગું છું ? "

" ત્યારે ? "

' અરે ! ભલા ભાઈ ! પંચાત છોડીને ખંજર આપવું હોય તો આપ નહિતર રસ્તો માપ. તારા ખંજરથી હું આત્મહત્યા કરી શકું એમ તું માને છે ? જો મને આત્મ-હત્યા કરવાનો જ વિચાર હોય તો તું મને ખંજર ના આપે એટલે હું તેમ ન કરી શકું એમ તારૂં ધારવું છે ? શું ખં-જર હોય તો જ આત્મહત્યા થઇ શકે ? જીભ કરડીને મરી જવાય છે એવી તને ખબર નથી ? છે, તો પછી શા માટે ખંજર મળતાં હું મરી જઇશ, ને તેના પાપનો તું ભાગીદાર થઇશ એવા ડરને સ્થાન આપે છે ? "

" જો આત્મહત્યા ન કરવી હોય— "

" અરે ! ભાઇ ! તને કેટલી વખત કહેવું ? મારે તારૂં કશું સાંભળવું નથી આપ ખંજર નહિતર મોઢું છુપાવ. "

જયંત વિચારમાં પડી ગયો તે સ્ત્રી પોતાના મોઢે કબુલ કરતી હતી કે પોતે આત્મહત્યા કરવા માગતી નથી. પછી ખંજર આપવા શું વાંધો ? પણ તેને ખંજરને શું કરવું હશે ? "

દીર્ઘ સમય પર્યંત તેણે વિચાર કર્યાં કીધો, પરંતુ તેનાથી જ્યારે કશોયે નિશ્ચય થઇ શકયો નહિ, ત્યારે તેણે ત્યાંથી ચાલવાં માંડયું, જયંતને જતો જોઇ તે સ્ત્રી બોલી.

"ધિઃક્કાર છે! આપેલું વચન ન પાળનાર કદી પણ રાજપુત સંતાન ન હોઈ શકે."

આ શબ્દો જયંતને અસહ્ય થઈ પડયા. પાછા ફરીને તેણે તે સ્ત્રીને ખંજર આપ્યું અને તે ત્વરાથી પોતાના અશ્વ પાસે ઊપસ્થિત થયો ત્યાંથી જે ઠેકાણે સ્ત્રી હતી તે સ્થળ સુધી દૃષ્ટિ થઈ શકે એમ હતું, એટલે વૃક્ષ નીચે પાથરેલી ગાદી પર સ્થીત થઈને જયંતે તે સ્ત્રી ખંજર મેળવીને હવે શું કરેછે તે જોવા લાગ્યો.

ખંજર મળતાં તે સ્ત્રીને જાણે કશો પણ આનંદ થયો ન હોય તેમ પાછી પોતાના મૂળ સ્થાને જ સુઇ ગઇ. ખંજરને કમરમાં સંતાડી દીધું.

રાત્રિ પડવાના પગરણ જણાવા લાગ્યા ને જયંત અશ્વની પીઠ થાબડી. અશ્વ પર સ્વાર થઇને સુતેલી સ્ત્રી પાસે ગયો. જઈને જુએ છે તો ધીમા શ્વાસ કાઢતી—લેતી તે કંઇ વિષમ વેદનાથી પીડાતી આંખો મીચીને જાણે કે ગાંડી બનેલી હોય તેમ અવ્યવસ્થિત રીતે સુતી પડી છે!

તે સ્ત્રીની તેને ચિંતા ન હતી કિંતુ પ્રસાદ પીડાય એ તેને વધારે અસહ્ય હતું ગમે તેમ કરીને જેમ બને

તેમ જલદીથી પ્રસાદને મુક્ત કરી શકાય એવા ઈરાદાએ તે નિરાધાર સ્ત્રીના ઉપર દયા દર્શાવવા દીધી નહિ.

દીવાના ઝગઝગાટ જેપુરમાં થઇ રહ્યાને જયંતે અંદર પ્રવેશ કર્યો.

પ્રિય વાંચક! જયંતને જેપુરમાં દાખલ કરીને તેણે કરવા ધારેલા કાર્ય માટે જોઇતો ટાઇમ આપવા આપણે પેલી લોથ પોથ અને ચિંથરે હાલ જેમ અવ્યવસ્થિત ને દુઃખી પડેલી એ સ્ત્રી પાસે જઇને તેની ખબર લઇએ.

તે સ્ત્રી કોણ છે! શા માટે તે રાત્રિના સમયે વેરાન જમીનમાં અવ્યવસ્થિત પણે સુતી છે? તેના હૃદયમાં શું દુઃખ છે? તેણે જયંત પાસેથી શા માટે ખંજર લીધું છે? ખંજર લઈને તેણે હવે શું કરવાનો ઈરાદો રાખ્યો હશે? શું તે એ ખંજર વડે આપઘાત કરશે? પણ તેણેજ પોતાના મોઢે જણાવ્યું છે કે ખંજર મેળવીને કાંઈ તે શસ્ત્ર વડે હું આપઘાત કરવા માગતી નથી. ત્યારે શું એ સ્ત્રીની ઘેલછા હશે?....હોય પણ....!

આ બાબતનો ભેદ જાણવા માટે પ્રિયવાંચક! હવે પછીના પ્રકરણો વાંચવા તસ્દી લેશો, આગળ જતાં સઘળો ભેદ આપો આપ પ્રકાશિત થઈ જશે.

---

# પ્રકરણ આઠમું.

## ઉત્સા આપઘાતમાંથી બચી.

તે સ્ત્રી લગભગ મધ્યાનશા પર્યંત નિદ્રાધિન રહી. પછી તે એકાએક ઝબકીને જાગ્રત થઈ ગઈ. કૃષ્ણ પક્ષની અમાવાસ્યા એટલે અંધકારનું તો પછી પૂછવુંજ શું! ચોતરફ કેવળ અંધકાર! શ્યામલી કાળરાત્રિના પાયે પાયે અંધકારના ઓઘ જામી ગયા હતા. આજુબાજુ દૃષ્ટિપાત કરતાં છતાં કંઇ દેખાતું ન હતું. અંધકારાવૃત્ત પૃથ્વી અત્યંત ભયંકર ભાસતી હતી. બિચારી તે સ્ત્રી જાતે અબળા, ને વળી હતી કુમળા હૃદયની, મધ્યનિશાએ તે નિર્જન પ્રદેશમાં કેમ વિચરી શકે? તેનું વય ભાગ્યેજ ચૌદ પંદર વર્ષથી વધારે હશે. પછી તેનું અંતર અત્યંત કુમળું અને નિર્બળ હોય તેમાં શું આશ્ચર્ય!

જેવી તે જાગ્રત થઇકે તે ચોતરફ ભયાનક અંધકાર દેખતાં પાનખર ઋતુની જેમ કાંપવા લાગી. ઘણીવાર સુધી તેણે આજુબાજુ ભયગ્રસ્ત દૃષ્ટિએ જોયા કર્યું; પછી તે એકદમ જીવપર આવી ગઈ હોય તેમ ખંજર મ્યાન મુક્ત કરીને ખંજરનો ચળકાટ જોવા લાગી મેઘલી રાતમાં વીજળીનો ચમકાર થાય તેમ ખંજર ચમકી રહ્યું, ખંજરને ઉદ્દેશીને તે બોલવા લાગી.

"ઓ! કાતીલ ખંજર! તારી તીક્ષણધાર મ્હારી છાતીમાં ઘોંસી દે. આ દુ:ખીયારી માટે હવે દુનિયા નથી મૃત્યુલોક કરતાં સ્વર્ગલોકજ મારા માટે નિમાયેલું છે. પૃથ્વીપર હું આવી તે ન આવી જેવુંજ છે. દુનિયાના રંગ જોવાનો લ્હાવો મારા ભાગ્યમાં નહિ લખાયો હોય! જેને પ્રેમ પૂર્વક જીવન ઓપી જીવનવિશ્રામ બનાવ્યા તેને ભયંકર ભોંયરામાં કેદી દશામાં સંડોવાવું પડયું! એ ભોંયરામાંથી તે કદી છુટશે નહિ ને હું તેમની પત્ની બનવાનો લ્હાવો લઇ શકીશ નહિ, પછી શા માટે જીવન ટકાવી રાખવું? ખંજર! ખંજર! આજ તારા વડે હું આત્મહત્યા કરવા માગું છું! જોજે ધારનું પાણી જાય નહિ! એકજ ઘા. હા, માત્ર એકજ ઘાને પછી બસ, એક ઘાથીજ મ્હારૂં મૃત્યુ નીપજી જવું જોઇએ. ઓ ખંજર પકડી રહેલા હાથ! રખેતું નિર્બળ બની જાતો. જોરથી ખંજરની ધાર છાતીમાં ભોંકી દેજે."

એટલું બોલતાં તે એકદમ ઉન્માદમાં આવી ગઈ. વાચકો આટલા ઉદ્દગાર પરથી સ્હમજી ગયા હશે કે જયંત પાસેથી ખંજર મેળવનારી એ સ્ત્રી અન્યકોઇ નહિ પરન્તુ ઉત્સા પોતેજ હતી. જ્યારે તે ખંજરને ઉદ્દેશીને બોલતાં ઉન્માદ વશ થઈ ગઇ ત્યારે ચંડિકા જેવી દીપવા લાગી. છાતી પરનું કપડું તેણે દુર કર્યું ખંજર વાળો હાથ

ઉગામ્યો.....ને પ્રસાદને ઉદ્દેશીને તેણે થોડા વધુ ઉદગારો કાઢ્યા.

"ઓ મારા હૃદયદેવ! જીવનમણી! હવે આપણું મીલન ક્યાં અને ક્યારે થશે? આહ! શું તમારી મારા પરની મમતા! મારા પરનો તમારો પ્રેમ કેવો નિર્મળ! ને તે છતાંય એ નિર્મળ પ્રેમનો વિજય તો નજ થયો. એ ભયંકર ભોંયરામાંથી તમે ક્યારે છુટશો? હાય! અન્નજળ વિના તમારૂં શરીર ક્યાં સુધી ટકશે? પ્રસાદ! પ્રસાદ! મ્હને કેટલી કેટલી આશા હતી, કેટલા કેટલા મનોરથો હતા, તે સઘળું છેદન ભેદન જેવું થઇ ગયું! પરમાત્માની સુંદર વાડી એક સુંદર સુમનને ખીલવાનો પ્રસંગ આપ્યા વિના અકાળ કરમાઈ જવાનો પ્રસંગ આપવામાં વીધિનો શું હેતુ હશે? પ્રસાદ! તમારા અમૃત આત્માના પુનીત ચરણસરોજમાં મ્હારા હજારો નમસ્કાર છે. હું મર્ત્યલોકને છોડીને એવા સ્થળમાં જવા માગું છું કે જ્યાં દુષ્ટાત્માઓના ઓળા પણ નહિ પડતા હોય. શુદ્ધ પ્રેમના વૃક્ષો ત્યાં લીલા કંચન જેવા હસતા ઉભા હશે. ને તમે પણ તે સ્થળમાંજ અન્તે આવશો એવી મને ખાત્રી છે. આપણો ઉભયનો શુદ્ધ પ્રેમ તે દીવ્ય સ્થળે આપણું મીલન કરી આપશે. પછીએ મિલનના પરિણામમાં આત્મૈક્યના અંકુરો ફુટી નીકળશે. હાલતો હું જાઉં છું! ખંજર ખાઉં છું!

એટલું બોલતા તેણે આંખો મીચી દીધી. એવું ધારીને ખંજરને જોતાં કદાચ છાતીમાં ભોંકવાની શક્તિ ક્ષીણ થઇ જાય આંખો બંધ કરીને તેણે છાતી પ્રદેશ ઉંચ્ચો અને ટટ્ટાર કર્યો ખંજરવાળો હાથ ઉગામેલોજ હતો. ઉત્સાની છાતી જયંતના ખંજર વડે ચીરાઇ જવાને મળી એક પળ જેટલીજ વાર અવશેષ રહી. ચાર મીનિટ ચુપ રહીને ઉગામેલો હાથ તૈયાર કર્યો ને તેણે ઉદ્દગાર કાઢયા.

"જયપ્રભુ ! જયપ્રભુ ! પ્રસાદ પ્રભુ !"

ઉદ્દગારના અંતે ખંજરવાળો હાથ છાતી તરફ જોરથી ચાંપવાનો તેણે ઇરાદો કર્યો, ને તે પ્રમાણે એક ઉછરતી કન્યાની ઉછરતી છાતી લોહી લોહાણ થાય તે પહેલાં તેનો હાથ પાછળથી કોઇએ મજબુત પકડી રાખ્યો.

પ્રથમ તો ઉત્સાને ભ્રમ થયો કે આપઘાત કરતાં પોતાના હાથ ડરે છે. હૃદય ધડકે છે, ને તેથીજ હાથ ઉંચોને ઉંચો રહી ગયો છે. પછી જ્યારે તેણે પાછું ફરીને જોયું કે તેની દૃષ્ટિએ એક અબધુત જોગીરાજની આકૃતિ દેખાઇ.

તે ખરેખર અબધુત યોગીજ હતો. મ્હોટી જટા, મ્હોટી દાઢી અને આખું શરીર ખાખથી ચ્રેળેલું હતું. બગલમાં વ્યાઘ્રચર્મ હતું. પગમાં પાવડીઓ હતી આંખો મ્હોટી ને વિશાળ હતી, ભાલ ભવ્ય હતું, છાતી પહોળી અને નક્કર હતી, સંસારની ખટપટોથી તેનું શરીર લેવાઇ

ગયું નહતું. ઉત્સા પ્રથમતો જોગીરાજને જોતાંજ ડર પામી. પરંતુ યોગીના શબ્દોએ તેને આશ્વાસન આપ્યું.

"પુત્રી! શાંત થા. હું યોગી છું. ડર નહિ. હું તારૂં કલ્યાણ કરીશ."

ઉત્સા 'હું તારૂં કલ્યાણ કરીશ.' એ ચાર શબ્દો સાંભળીને અત્યંત આનંદમાં આવી ગઈ. તેણે યોગીને પ્રશ્ન કર્યો.

"જોગીરાજ! શું તમે મારૂં કલ્યાણ કરશો?"

"કેમ નહિ પુત્રી!" યોગી બોલ્યા. "તારૂં કલ્યાણ કરવાતો હું અહિં આવી ચ્હડયો છું! કહે, શા માટે આપઘાત કરતી હતી.?"

"આપ જેવા ઋષિઓમાં એ વાત અજાણ હોય એમ હું માની શકતી નથી." ઉત્સા ભાવ પુર્વક બોલી.

"તારૂં નામ?" યોગી બોલ્યા.

"ઉત્સા." ઉત્સા બોલી પછી ચુપ રહી.

"ઉત્સા! તારૂ કલ્યાણ અવશ્ય થશે. ખંજર ફેંકી દે. વિના કારણ આત્મ હત્યા કરવી એના જેવું પાપ શાસ્ત્રમાં એક પણ નથી." યોગી બોલ્યા.

"કેમ જાણ્યું યોગીરાજ! કે હું વિના કારણ આત્મ-હત્યા કરવા માગું છું?" ઉત્સાએ પ્રશ્ન કર્યો.

"જે કારણની તું આત્મહત્યા કરવા માગે છે, તે કારણ હું જાણી શકયો છુ ને તેથીજ કહું છું કે તું વિના

કારણ આત્મહત્યા કરવી છોડી દઇ પરમાત્માનું સ્મરણ કર. ચાલ, ખંજર ફેંકી દે."

ઉત્સાએ યોગીના ચરણ આગળ ખંજર ફેંકી દીધું અને હાથ જોડીને ઉભી રહી. યોગી મહાત્મા છે ને તે પોતાનું કલ્યાણ અવશ્ય કરશેજ કરશે એવી ખાત્રી થતાં ઉત્સાના આનંદનો અવધિ થયો. તે કૈં પણ બોલે તે પહેલાં યોગી બોલ્યા.

"ચાલ, ઉત્સા ! મારી પર્ણકુટિર અહિંથી નજીકજ છે. ત્યાં ચાલ અહિં આવા બીહામણા સમયે રહેવું એ અબળાને માટે અત્યંત ભયાનક છે."

ઉત્સા કૈં પણ બોલી નહિ. યોગીરાજ આગળ ચાલવા લાગ્યા ને તેની પાછળ ઉત્સા ચાલવા લાગી.

શાંતિનું સામ્રાજ્ય વિસ્તરેલું હતું, યોગીના ચાલવાથી ચાખડીઓના અવાજથી એ શાંતિનો ભંગ થતો હતો યોગી ત્વરા પૂર્વક ચાલતા હતા. ઉત્સા પણ ઉતાવળે પગલે યોગીની પાછળ ચાલવા લાગી. માર્ગમાં ઉત્સાના હૃદયમ અનેક તર્ક તરંગો ઉછળવા લાગ્યા.

"શું મારૂં કલ્યાણ થશે ? શું આ યોગીરાજ મારૂં કલ્યાણ કરશે ! મારૂં કલ્યાણ એટલે ? પ્રસાદ મારા શિરછત્ર થશે ? પ્રસાદની પત્ની થવાનું સદ્ભાગ્ય શું આ ભવમાંજ મને પ્રાપ્ત થશે ? આ યોગી જરૂર દેવના દુત હોય એમ લાગે છે; તેઓ જરૂર મારૂં કલ્યાણ કરશેજ. હા હા !

પ્રસાદ મારા પતિ થશે ? આ ભવમાંજ થશે ? હું તેમની ચરણ સેવા કરવાનો અનુપમ લ્હાવો આ જન્મેજ લઈ શકીશ ? ઓહો ! મારી આશા–મારા મનોરથો જાણે સફળ થવા તૈયાર થઈ ગયા હોય તેમ મને લાગી આવે છે, અહા ! એમ બને તો કેટલો આનંદ !"

આમ મન સાથે આનંદના તરંગો લડાવતી તે યોગીની પાછળ ગસડાતી જતી હતી. થોડીવારે યોગીરાજ પોતાની પર્ણકુટિરના દ્વાર પાસે આવીને ઉભા રહ્યા. ઉત્સા તરફ જોઇને તે બોલ્યા,

"ઉત્સા ! આ મારી કુટિર છે. અંદર બેસ. હું હમણાં આવું છું."

"હું એકલી...."

"તને મારી કુટિરમાં કશો પણ ભય નથી, હિંસક જાનવરો કે ભુત પ્રેત કોઇ પણ કુટિરમાં પ્રવેશ કરી શકશે નહિ એની તું ખાત્રી રાખજે. જા અંદર બેસ. હું ઘણા અલ્પ કાળમાંજ આવી પહોંચીશ."

ઉત્સા કુટિરની અંદર દાખલ થઇ અને યોગી ત્યાંથી જાણે અદૃશ્ય થઈ ગયા હોય તેમ થોડીવારમાં ક્યાંય દુર ચાલ્યા ગયા.

ઉત્સા કુટિરની આંતરીક મનોહરતા જોઈને અત્યંત રાજી થઈ ગઇ. મ્હોટા સમ્રાટના અંતઃપુરમાં આ કુટિરના જેટલી મનોહરતા નહિ હોય એમ બિચારીને ઉત્સાને લાગ્યું.

કુટિરમાં હાંડી તખ્તા ઝુમ્મર, રાજા મહારાજાની છબીઓ, ઇલેક્ટ્રીક લાઇટો, હીંડોળાખાટો, એવું કંઇજ ન હતું. છતાં પણ કુટિર અત્યંત મનોહર લાગતી હતી તેનું કોઇ કારણ હોય તો તે એજ કે કુટિરનો માલીક નિર્મળ, પવિત્ર, પરમાત્માનો અનન્ય ઉપાસીક વૃદ્ધ યોગીરાજ હતો. યોગીરાજની પવિત્રતાના પ્રકાશથી કુટિર નયનરંજક લાગતી હતી. એક બે દિવસ તો શું પરંતુ વર્ષોના વર્ષો નિરાહાર, નિર્જળ રહેવાનું હોય તો પણ એ કુટિરમાંથી બહાર પગ મુકવાનું પણ મન ન થાય એટલી તેમાં સુંદરતા, પવિત્રતા, નિર્મળતા ભરેલી હતી,

ઉત્સાના હૃદયના ભાવો પણ શમી ગયા. પવિત્ર સ્થાનમાં પગ મૂકતાંજ મનના તર્ક-વિતર્કો લય પામી જાય છે તેમ ઉત્સાના તર્કો-તેની માનસિક વ્યાધિ, એ બધું લય પામી ગયુ. તેના ઉદાસિન મુખ ઉપર ગાંભીર્યમય આનંદના ઓઘ જામ્યા, ક્ષણ ભર તે સઘળું દુઃખ ભુલી ગઇ !

## પ્રકરણ નવમું.

### “ પ્રસાદ ઉત્સાની શોધમાં ”

પ્રસાદને જે ભોંયરામાં કેદ કરવામાં આવ્યો હતો તે ભોંયરૂં અત્યંત ભયાનક હતું. સુર્ય કે ચન્દ્રના કિરણો ત્યાં

પ્રવેશી શકે એમ હતું નહિ. અંદર એટલું બધું અંધારૂં રહેતું હતું કે પાસે ઉભેલા માણસનું મ્હોં પણ જોઇ શકાય નહિ પ્રસાદ તે ભોંયરામાં કેદી બનીને પુરાયો. તેની વીરતા, અંધકારમાં પણ ઉંચી નીચી થતી હતી. પણ એ શું કરે ? એક કીડી સંચરે એટલો માર્ગ પણ હતો નહિ. તેમ અંદર એવી વસ્તુ પણ ન હતી કે જેનાથી ભોંયરાની જમીન ખોદી શકાય. તેની પાસે પણ ખંજર કટાર, કે તલવાર કંઇજ નહતુ! પછી ચુંકેચાં કર્યાં સિવાય અન્ન જળ વિના મરીજવું એજ પ્રસાદના માટે બાકી રહ્યું.

પ્રસાદને વીશ્વસેન પ્રતિ અત્યંત તિરસ્કારં વછુટયો-વિશ્વસેન જો પોતાની પાસે આવીને ઉભો રહેતો તેને કાચો ને કાચો કરડી જાય એટલી હદે તે ઉશ્કેરાઇ ગયો તેના હૃદયમાં જનુનના જુવાળ એટલા બધા આવ્યાં કે તેથી તેનું સમસ્તાંગ થર થર કંપવા લાગ્યું. ને તેનો ચ્હેરોતો તપાવેલા લોઢાના જેવો લાલઘુમ થઇ ગયો.

પણ એવા ગુસ્સાનો શું અર્થ ! પ્રસાદ હોઠપીસે, દાંત કરડે ને હાથ પછાડે તો પણ તેનું શું ચાલે એમ હતું! તેનાથી શું થઇ શકનાર હતું ! કંઇજ નહિ. છેવટે તેણે ગુસ્સે થવાનું બંધ કર્યું નેજે સંયોગમાં તે સંડોવાયો તે સંયોગો શાંત પણે સહવા એમાં તેણે ગૌરવ જોયું.

પોતાને કયે રસ્તેથી ભોંયરામાં ઉતારવામાં આવ્યો હતો તે પણ પ્રસાદ જોઇ શકયો ન હોતો; કારણકે ભોંયરામાં

દાખલ કરતી વખતે તેની આંખોપર મજબુત પાટા બાંધવામાં આવ્યા હતા. ભીષણ અંધકાર વચ્ચે ભોંયરાની ચારે બાજુઓની ભીંતોપર તેણે હાથ ફેરવી જોયા; પરંતુ બારીકે દ્વાર જેવું તેણે કશું અનુભવ્યું નહિ.

પછી થાકીને તે જમીનપર નીચે બેઠો. તેણે બેઠાને હજી ભાગ્યેજ પાંચ મીનિટ વ્યતિત થઇ હશે ત્યાં તેના કર્ણપર કેંક ખખડયાનો અવાજ આવ્યો તે ચમકીને ઉભો થઇ ગયોને કઇ બાજુથી ખખડાટ આવે છે તે સાંભળવા કાન-માંડીને ઉભો રહ્યો થોડીવારે ઉપરથી ન્હાનો પત્થર ખસ્યો ને પ્રસાદ વિસ્મય પામ્યો જે ઠેકાણેથી પત્થર ખસ્યો તે ઠેકાણેથી ભોંયરાની અંદર પ્રકાશ ગયો ને પ્રસાદને કેંક શાંતિ મળી. પ્રસાદ આશ્ચર્ય ઇન્વત ચ્હેરે જે બાજુ પત્થર ખસ્યો તે બાજુ તરફ જોઇ રહ્યો હતો; તેવામાં એ બાકોરાં વાટે એક માંસણ ભોયરામાં કુદી પડયો. પ્રસારની વિસ્મયતાની પરિસીમા થઇ. તે અંદર આવનાર માણસની પાસે ગયો, પણ તે કેંક બોલે તે પહેલાં આગંતુક માણસ બોલ્યો:

" તમે કોણ? પ્રસાદ કુમાર!"

"હા."

" પ્રાસદ બોલ્યો" કહેશો, આપમહાશય કોણ છો?"

" હું કોણ છું તે પછી વાત ચાલો ઉતાવળ કરો. બાકોરા વાટે તમને બહાર લઇ જવાના છે."

## ૫

વાંચકને કહેવાની જરૂર ભાગ્યેજ હશે કે તે આવનાર પ્રસાદનો મિત્ર જયંત હતો.

પ્રસાદ જયંતને ઓળખી શક્યો નહિ, તોપણ તેણે એટલું અનુમાન કર્યું કે પોતાને ભોંયરામાંથી બહાર કાઢવા આવનાર માણસ જરૂર પોતાનો હીતસ્વી હોવો જોઇએ. એટલે તેણે ૨ં પણ વિચાર ન કરતાં જયંતને કહ્યું.

" ચાલો. હું તૈયાર છું, "

જયંતે બાંકોરાની બાજુમાં ખસેડેલા પત્થરસાથે દોરડું બાંધીને ભોંયરામાં ઉતાર્યું હતું તે પકડીને પ્રસાદ ભોંયરાની ઉપર આવ્યોને તેની પછી જયંત બહાર આવ્યો. બહારના પ્રકાશમાં પ્રસાદ જયંતને ઓળખી શક્યો અત્યંત હર્ષમાં આવી જતાં પ્રસાદ બોલ્યો.

" કોણ, જયંત ! "

" હા, હું જયંત, પ્રસાદ ! હું આપનો મીત્ર પણ અત્યારે વધુ બોલો નહિ. એકદમ ગુપચુપ અહિંથી ન્હાસી જવામાંજ આપણી સલામતી છે. "

પ્રસાદ કંઈ વધુ બોલ્યો નહિ. ને બન્ને રાત્રના અંધકારમાં જેલના કોટ બહાર નિકળી પડયા. કોટના મુખ્ય દ્વાર પાસે આવતાં એક દ્વારપાળે જરા મિજાજ કર્યો. પરંતુ જયંતની તલ્વારના એકજ ઝટકે તેના ધડ પરથી માથું ઉડી ગયું !

અંધારી રાતે એ ઉભય મિત્રો જોધપુરથી ઘણે દુર

નીકળી ગયા. ને જ્યારે તેઓને લાગ્યું કે હવે અહિં કોઈ આવી શકનાર નથી એટલે નિર્ભય છીએ ત્યારે તેઓ એક વૃક્ષનીચે બેઠા; ને નીચે પ્રમાણે વાર્તાલાપ શરૂ કર્યો.

પ્રથમ જયંત બોલ્યો:

" પ્રસાદકુમાર !ઉત્સા તમારીસાથે" કેદ નથી થઈ ?"

" થઇ હતી " પ્રસાદ બોલ્યો.

" ત્યારે તેણે ક્યાં કેદ કરવામાં આવી છે તે કહો હું તેણે પણ મુક્ત કરી આવું. " જયંત બોલ્યો.

" મિત્ર જયંત ! ઉત્સા વિષે એમ બન્યું છે કે મને અને ઉત્સાને કેદી કરીને લાવવામાં આવ્યા, ને જે ઠેકાણે દ્વારપાર ને તમે રામશરણ પહોંચાડયો તે સ્થળે પોલીસો જરા ગફલતીમાં રહ્યાને ઉત્સા ન્હાસી ગઇ. મ્હારા કહેવાથી અરે આગ્રહથી તે ન્હાસી ગઇ છે. હા ! કોણ જાણે તે ક્યાં ગઇ હશે ? "

જયંત વિચારમાં પડી ગયો જે સ્રીને તેણે ખંજર આપ્યું હતું તે સ્રીજ શું ઉત્સા હશે ? ઉત્સાને તેણે અનેક વાર જોઈ હતી. ને તે છતાં તે ન ઓળખે એ કેમ બને ? પરંતુ તે ક્યાંથી જાણે કે ઊત્સાનો ચ્હેરો એ વખતે અત્યંત બદલી ગયો હતો ને તેથી તે ઉત્સા ને ઓળખી શક્યો નહિ થોડીવારે તે બોલ્યો.

"પ્રસાદભાઇ ! જ્યારે હું જેપુર આવ્યો ત્યારે માર્ગમાં

મને એકસ્ત્રી મળી હતી; મેં તેને ખંજર આપ્યું છે. પરંતુ તે ઉત્સા હોવી જોઇએ નહિ. ”

“ ખરેખર તે ઉત્સાજ હોવી જોઇએ અન્યસ્ત્રી કોણ રખડતી હોય ? ને તમારી પાસે ખંજરની વિચીત્ર માગણી શામાટે કરે ? “ પ્રસાદ બોલ્યો ને ઉત્સા જયંતે આપેલા ખંજર વડે આપઘાત કરી મૃત્યુ પામી જશે એ દુઃખથી રડવા જેવો દીન બની ગયો. તેની છાતી ભરાઇ ગઇ તેના ગળામાં ડુમો ભરાયો.

જયતે આશ્વાસનના રૂપમાં કહેવા માંડયું.

પ્રસાદ કુમાર ! શા માટે કલ્પાંત કરો છો ? વીધિની ઇચ્છા પ્રમાણે સઘળું થયા કરે છે. એમાં આપણું કશું પણ ચાલતું નથી. વિધિની ઇચ્છાથી જે થયું તે જોયું; હવે જે થાય તે જોવું; માનવીના માટે બીજો રસ્તોજ નથી, વિધિની ઇચ્છા વિરૂદ્ધ કોઈ પણ પુરૂષ વર્તી શકતો નથી, અર્થાત્ વિધિના નચાવ્યા પ્રમાણે માનવીએ નાચવું પડે છે. માટે આપણે પણ બધો કલ્પાંત છોડીને વિશ્વગઢ જવું જોઇએ. પ્રસાદના હરણથી ત્યાંના લોકો ચિંતાતુર અને દુઃખી થઈ ગયા છે. ”

મિત્રના આ પ્રમાણેના શબ્દો સાંભળીને પ્રસાદ શાંત થયો ને તેની સાથે જેપુર તરફ રવાના થયો.

સંયોગ વશાત્ ઉત્સા કોણ જાણે કયાં ગઇ છે; પરંતુ શુદ્ધ પ્રેમથી પોતે ઉત્સાને મેળવી શકશે એવી પ્રસાદ પ્રેમના

મહિમામાં શ્રદ્ધા હતી તેની પ્રેમ ભક્તિ અદ્વીતીય હતી. પ્રેમદેવ શુદ્ધ પ્રેમીઓને કદી પણ નિરાશ કરતો નથી; કિન્તુ પ્રારંભમાં જે કષ્ઠ, જે વેદના, જે વિયોગ બહાર આવે છે, તે કદાચ પ્રેમીઓની તીક્ષ્ણ કસોટી હોય એમ પ્રસાદનું મન્તવ્ય હતું.

બન્ને મિત્રો જેપુરમાં આવ્યાને ગુપ્ત રીતે નીતિસેનને જઈ મળ્યા આનંદમાં આવી ગયો. જે ભોંયરામાં અજવાળાનું એક કિરણ પ્રવેશે એટલી ફાટ પણ નહિ, તે ભોંયરાગાંથી પ્રસાદને મુક્ત કરી આવનાર જતંત પ્રતિ તેને અત્યંત માન છૂટયું. જયંતની વીરતા, તેના સાહસથી નીતિસેનના હર્ષની સીમા રહી નહિ. એવા વીર મિત્રની મૈત્રિમાં તેણે અભિમાન જોયું.

" પ્રસાદ કુમાર ! એમ કેવી રીતે સપડાઇ ગયા!"

" નીતિસેન ! શું કરૂં ? હું નિઃશસ્ત્ર હતો, ને પાંચ પોલીસ સજેલા હથિયારો મારી ઉપર ધસી પડયા ને હું બંદીવાન્ થયો. મારી પાસે એક ચપ્પુ હોત તો પણ હું મ્હારૂં ગૌરવ જાળવી શકત; પરંતુ એવું ન્હાનું શસ્ત્ર પણ મારી પાસે ન હોઈ લાચારીથી મારે કેદીની દશાને પ્રાપ્ત કરવી પડી. પરન્તુ તે પ્રસાદ ત્યારે ખરો, કે જ્યારે એ વિશ્વસેનને હલાલ કરૂં. માફ કરજો, આપના બંધુની હત્યા કરવાનું કાર્ય મારે બજાવવું પડશે. હું કદી પણ એ નીચ નરને છોડનારો નથી. પ્રસાદને પીડનાર શું એમ નિશ્ચિંત

પણ મ્હાલશે? કદી નહિ. કરેલા કૃત્યનો બદલો પ્રસાદ તેને આપશે જ આપશે. એ બદલામાં તેનો વિનાશ થશે. તેનું મૃત્યુ થશે."

આમ બોલતાં પ્રસાદ ઉશ્કેરાઈ ગયો. જયંતે તેમ નહિ કરવા સૂચવ્યું. નીતિસેનને ઉત્સાની ચિન્તા હતી. તેણે આ શબ્દો સાંભળ્યા હશે કે કેમ એ અમે કહી શકતા નથી; કારણ કે તેણે પ્રશ્ન કર્યો:

"ઉત્સા ક્યાં છે?"

"ઉત્સા!" પ્રસાદની આંખમાં ઝળઝળીયા આવ્યા. ક્ષણ પહેલાં આવેલો જુસ્સો, ને જુસ્સાના જુવાળથી કંપતું હૃદય શાંત પડી ગયું. તે ખિન્ન સ્વરે બોલ્યો: "ઉત્સાતો કોણ જાણે ક્યાં હશે!"

"હં!" નીતિસેન ચમક્યો. તેણે અત્યાર સુધી એમજ માન્યું હતું કે પ્રસાદની સાથે જયંત ઉત્સાને પણ છોડાવી લાવ્યો હશે, ને તેને તેણે કોઇ ગુપ્ત જગ્યાએ રાખી હશે. પરંતુ જ્યારે પ્રસાદે ઉત્સા વિષે અજાણ હોવાનું જણાવ્યું; ત્યારે નીતિસેન ડુસકા ખાવા લાગ્યો. તે રડતા રડતા બોલ્યો:

પ્રસાદ! પ્રસાદ! શું ઉત્સા તમારી સાથે કેદી નથી બની?"

"બની હતી." પ્રસાદ! બોલ્યો: "પણ તેને ભોં-યરામાં કેદ થતાં પહેલાં મ્હેં નસાડી મૂકી છે. હા, પ્રભુ!

કોણ જાણે તે ક્યાં રખડતી ફરતી હશે! વિધાતાનો માર્ગ તેને ક્યાંથી જડે ?"

નીતિસેન, વધારે રડવા લાગ્યો:

"ઉત્સા! ઉત્સા! તું ક્યાં ગઈ? મ્હારી વ્હાલી પુત્રી! તારી શું દશા છે? જંગલમાં તું ક્યાં આથડતી ફરતી હોઈશ? વાઘ વરૂથી તારી રક્ષા કોણ કરશે? હાય! જરૂર તું મને હવે તો નહિજ મળવાની. જંગલનાં હિંસક જાનવરો તને ફાડી ખાશે."

તેણે આ પ્રમાણે ઉદ્ગાર કાઢયા ને જયંત અને પ્રસાદ બન્ને રડી પડયા, પછી પ્રસાદ આંસુ લુછીને નીતિસેનને કહેવા લાગ્યો. "ભાઇ નીતિસેન! તમે ગભરાઓ નહિ. ઉત્સાની શોધ માટે હું આ ક્ષણેજ નિકળી પડું છું. ઈશ્વરેચ્છા હશે તો અવશ્ય હું ઉત્સાને મેળવી શકીશ. ને સાથે એ પણ જણાવી દઉં છું કે મારૂં જીવન ગુમાવીશ. એ મારી પ્રતિજ્ઞા છે. હું અત્યારે બહાર નિકળી પડવા માગું છું."

નીતિસેન બોલ્યો: "ભાઇ પ્રસાદ! એ કદી પણ બનેજ નહિ. પ્રસાદને અમે આંખ આગળથી હવે અળગા થવા દઈશું નહિ. જો પરમાત્માની દયા હશે તો ઉત્સા એની મેળાએ આપણને મળશે. માટે તમે-"

"નહિ ઉત્સાની શોધ કર્યા સિવાય મારાથી રહી શકાશે નહિ." વચમાં પ્રસાદ બોલી ઉઠયો.

જયંત અને નીતિસેને ઘણું સમજાવ્યો, છતાં પ્રસાદ

એકનો બે થયો નહિ. તેની લીધેલી પ્રતિજ્ઞા ચળી નહિ. બસ, ઉત્સાને ગોતી કાઢવી, નહિતર ઉત્સાની શોધમાં જીવન વિતાવવું એજ મંત્ર તેની રગેરગમાં ગળાઇ ગયો. કોઇ ગેબી નાદ તેને મંત્રનો જાપ જપવાની પ્રેરણા કરતું હોય એમ પ્રસાદને લાગ્યું. પ્રસાદનો અત્યાગ્રહ જોઇ ભાવિ ઉપર આધાર રાખી તેના મિત્રો શાંત થયા, પ્રસાદ તે પળેજ જોઈતા હથિયારો સાથે ઉત્સાની શોધમાં નિકળી પડયો.

વિશ્વસેનને હલાલ કરવા તૈયાર થયલો પ્રસાદ, એ બાજુ છેકજ ભુલી ગયો. પોતાને પીડનાર પુરૂષની સ્મૃતિ-વિસ્મૃતિના સ્વરૂપમાં પરીવર્ત્તન પામી ગઇ. "ઉત્સા! ઉત્સા!" તેની જીવ્હાગ્રે થઇ પડયું. તેની નસોના લોહીમાં ઉત્સાની જીવની મૂર્તિ જાણે કે ખડી થઇ. ને તેથી સઘળું ભુલી જઇને ઉત્સાની શોધમાં પ્રસાદ કુમાર બહાર પડયો.

વાંચકો! પ્રસાદવીર સફળ થશે? ઉત્સાની શોધમાં ને વિજયી નિવડશે?

---

## પ્રકરણ દશમું.

---

### યુદ્ધ મંત્રણ.

---

વસંતપંચમીનો રળિયામણી સ્હવાર હતી. મહારાજા વિશ્વસેન કચેરી ભરીને બેઠો હતો. નક્ષત્ર મંડળમાં જેમ

[ંદ્રરાજ શોભે તેમ અધિકારીઓની વચ્ચે વિશ્વસેન શોભીતો તો. પરંતુ તેના કપાલમાં જેમ અધમતાની રેખાઓ ળ હળતી હતી, તેથી તેનીએ શોભામાં ઘણો ઘટાડો ઈ જતો હતો. ચંદ્ર, નિર્મળ અને શાંત હોય છે. જ્યારે શ્વસેન મલિન, અને અશાંતાધમ બનેલો છે. તોપણ જતેજને લઇને તેની આકૃતિ ભવ્ય ભાસી રહી છે. પ્રથમ જ કાજની શરૂઆત પહેલાં નિત્યના નિયમ અનુસાર ણિકાનો નાચ શરૂ થયો. નાચની સમાપ્તિને અંતે સંગીત રૂ થયું.

" અમ....ર રહો....મહારા....જ !
" તપો અવિ....ચળ તા....જ !
" કીર્તિ ઉજ્જવળ કરો,
" હાં....હાં....હાં....કરો મહાશુભ કા....જ !

........અમર.

-સાખી-

" પાલન હાર પ્રજા તણાં, જીવો વર્ષ હજાર,
" યશ ગૌરવને મેળવો, રાજ કરી શુભ સાર.
" તપો અવિ........ચળ તા... ....જ ! અમર.

-સાખી-

" આશિષ છે રૈયતતણી; સુખમાં વસો સદાય !
" રાજ તાજને કેળવો, જેથી મંગળથાય !

" તપો અવિ...........ચળ તા...........જ !
" અમ.......ર રહો......મહારા.......જ ! "

—' મંગા

સંગિત સમાપ્તિ થતાં ગુણકાઓને ઇનામ અપાઃ
બાદ રાજકાજનો આરંભ થયો.

દીવાને અરજદારોના કાગળીયા એક પછી એક વાં
સંભળાવ્યા. ને રાજના હીસાબના આંકડા મહારાજા પા
રજુ કર્યા; વિશ્વસેને કાગળીયા ઉપર સહી કરી આપી. પા
અરજદારોને અંદર આવવા હુકમ થયો.

અરજદારોને ન્યાય ચુકાવ્યા પછી કચેરી વિસર્જ
કરવામાં આવી. અધિકારી મંડળ પોત પોતાને ઘેર ચાલ
ગયું. કચેરીમાં મહારાજા અને દીવાન એ બેજ ફક્ત રહ્યા
તેઓ કૈં મસલત કરવા માટે રોકાયા હોય એમ અનુમા
થઈ શકતું હતું; પરંતુ તેઓ મસલતમાં મશગુલ થાય,
પહેલાં એક દુત અંદર આવ્યો, ને વિશ્વસેનને નમીને બોલ્યો

" કુમારીગઢના મહારાજાનો દુત કાગળ લઇને આવ્યો
છે, ને તે આપને રૂબરૂ મળવા માગે છે. "

વિશ્વસેન અચંબો પામ્યો. કુમારીગઢના મહારાજ
પોતાને ત્યાં દુત શા માટે મોકલે ? તેણે થોડી પળ ખુ
વિચાર—કલ્પના કર્યા છતાં તે જ્યારે કંઇ પણ સ્હમજી શક્યો
નહિ; ત્યારે તેણે કહ્યું. " જા, તેને અહિં મોકલ."

" જેવી મહારાજાની આજ્ઞા. "

એમ કહી એ દુત મહારાજાને નમીને બહાર ગયો; થોડી વારમાં એક દુત મહારાજા વિશ્વસેનની પાસે પસ્થિત થયો. દુતે મહારાજાને મસ્તક નમાવી કહ્યું:

"અમારા મહારાજાએ આપને કાગળ આપવા મને ાકલ્યો છે."

"ક્યાં છે કાગળ?" વિશ્વસેન ઉત્સુકતાથી બોલી ઉઠયો.

"તે આ રહ્યો."

એમ કહી દુતે ગજવામાંથી એક કાગળ કાઢયો અને શ્વસેનના હાથમાં મૂકયો. વિશ્વસેન તે કાગળ વાંચવા લાગ્યો.

તે કાગળમાં નીચે પ્રમાણે લખેલું હતું.

"મહારાજા વિશ્વસેન, જોગશ્રી વિશ્વગઢ....કુમારીગઢથી . પહાડસિંહ. જત આ પત્રથી તમને જણાવવાની રજા ં છું કે.

તમે નીતિને તજીને અનીતિના માર્ગે પ્રયાણ કરી ા છો. પ્રસાદ જેવા વીર પુરૂષને કેદી બનાવી તમે તેને યરામાં પુરી દીધો છે. કદાચ તે મરી પણ ગયો હશે. રાંત ભાઇની પુત્રીને પણ તમે ભોંયરામાં કેદ કરી છે, ું મેં સાંભળ્યું છે. ને તે વાત સત્ય છે એવી મને ત્રી થયા પછી હું તમને આ પત્ર લખવા પ્રેરાયો છું.

હું થોડા દિવસમાં મ્હોટા લશ્કર સાથે વિશ્વગઢ ઉપર ાઈ કરવાનો છું; ને તમારા હાથમાંથી રાજસત્તા હું રા હાથમાં લઇ લેવા ઈરાદો રાખું છું. માટે તમારામાં

કૈવત હોય તો તૈયાર થઇ રહેજો. મારા અગણિત સૈ
દળનો સ્વાદ ચાખવાને સાવધાન થજો."

પહાડસિંહ.

પત્ર વાંચીને વિશ્વસેનના હાજા ગગડી ગયા. કુમાર
ગઢનો રાજા પહાડસિંહ પોતાના કરતાં ઘણા વધારે ગામો
રાજા હતો. તેમ પોતાના કરતાં પહાડસિંહ પાસે લગભ
પચાસગણી સેનાનો જમાવ હતો એવું જાણનાર વિશ્વસે
યુદ્ધામંત્રણ પત્ર વાંચીને ઠંડો હીમ જેવો થઇ ગયો. તે
વદન લેવાઇ ગયું. કંપથી તેનું શરીર ધ્રુજવા લાગ્યું.

દીવાન કાંઇ કળી શકયો નહિ....તે બોલ્યો.

"મહારાજા! પત્રમાં એવું શું છે, કે જેથી આ
કમ કમો છો?"

"વાંચો." કહી મહારાજાએ યુદ્ધામંત્રણ પત્ર દી
નના હાથમાં મૂકયો દીવાને તે અથેતિ વાંચી લીધો
પછી તે બોલ્યો.

"ખરેખર! પહાડસિંહ જરૂર આપણને હેરાન કરશે

"હવે આપણે કયો માર્ગ ગ્રહણ કરવો?" વિશ્વસે
દીવાનને સલાહ પૂછી.

"મહારાજા!" દીવાન બોલ્યો: "મહારાજા પહા
સિંહ સાથે યુદ્ધમાં ઉતરવું એ મારા મત પ્રમાણે કાળ
આમંત્રણ કરવા બરાબર છે.

"બરાબર." મહારાજા બોલ્યા.",

"મારો મત એ પહોંચે છે કે:" દીવાન બોલ્યો: "કે આપણે તેમને ચઢાઈ ન કરવા બદલ થોડું દ્રવ્ય મોકલીએ."

"તો પહાડસિંહ શાંત રહેશે એમ તમારૂં માનવું છે?" મહારાજા બોલ્યા.

"હું તો એમ માનું છું. દ્રવ્યના તેજથી તે જરૂર અંજાઇ જશે!" દીવાન બોલ્યો.

પછી વિશ્વસેને કુમારીગઢના દુતની સાથે પુષ્કળ દ્રવ્ય મોકલ્યું ને સાથે એક ચિઠ્ઠી લખી આપી.

"મહારાજા પહાડસિંહ!

"વિના કારણ ચડાઇ કરવામાં હજારોનાં જાનમાલની ખરાબી થતી અટકે એટલા માટે આપની તરફ મેં પુષ્કળ દ્રવ્ય મોકલ્યું છે. તે આશાથી કે યુદ્ધનો વિચાર માંડીવાળી મને મિત્રરાજા તરીકે સ્વીકારશો."

લી. વિશ્વસેન.

દ્રવ્ય લઇને દુત કુમારીગઢ આવ્યો. પહાડસિંહ વિશ્વસેનની ચિઠ્ઠી વાંચીને તત્ક્ષણેજ રાતો પીળો થઇ ગયો. ચિઠ્ઠીના કકડે કકડા કરીને તે બોલ્યો:

"એ દ્રવ્ય વિશ્વગઢ મોકલી દ્યો. એવા હરામના દ્રવ્યની મને જરૂર નથી."

*     *     *

જ્યારે કુમારીગઢથી મોકલાવેલું દ્રવ્ય પાછુ ફર્યું, ત્યારે વીશ્વસેનની ચિંતાનો પાર રહ્યો નહિ. પહાડસિંહ જરૂર

પોતાનું રાજ છીનવી લેશે એમ તેને લાગ્યું. આખાગામમાં હાહાકાર વર્તવિ રહ્યો. પહાડસિંહનું મ્હોટું લશ્કર પોતાના લશ્કરને છેદન ભેદન કરી નાખશે ને પોતે એક રસ્તે રઝળતો ભીખારી બની જશે એવા ખ્યાલથી વિશ્વસેન ઘણો દીલગીર થયો. પ્રસાદને બંદીવાન ન બનાવ્યો હોત તો સારૂં હતું એમ તેને લાગ્યું.

એક દિવસ વિશ્વસેન પોતાના વિચાર ભુવનમાં બેઠો હતો, તે વખતે દીવાન ત્યાં આવ્યો અને બોલ્યો:

"મહારાજા! આપ ક્યા માર્ગનું અવલંબન લેવા ધારો છો?"

"દીવાનજી!" ચિંતાતુર વદને મહારાજા બોલ્યા: "જો મારામાં આફત અળગી કરવાની શક્તિ હોત તો હું આમ નિશ્ચેષ્ઠ થઈ બેસી રહેત ખરો કે?"

"હું ધારૂં છું કે પહાડસિંહ હવે ઘણાં થોડા દીવસમાં આવી ન્હડશે માટે આપણે કંઇ પણ ઉપાય કરવો જોઇએજ." દીવાન બોલ્યો:

"પણ કયો ઉપાય લેવો? મને તો કંઇજ રસ્તો સૂઝતો નથી." મહારાજા બોલ્યા.

"એમં હિંમત હારીજવાથી શું વળશે? આપણે આપણું લશ્કર તૈયાર કરો." દીવાન બોલ્યો,

"આપણું લશ્કર શું કરશે? પહાડસિંહના અગણિત સૈન્ય સામે શું તે ટકી શકશે?" મહારાજાએ જણાવ્યું.

"ત્યારે શું યુદ્ધ કર્યા વિનાજ તાબે થઇ જવાનો વિચાર છે." દીવાન બોલ્યો.

"એ સિવાય બીજો રસ્તોજ નથી!" મહારાજા નીરાશાત્મક સ્વરે બોલ્યા,

"નહિ. મહારાજા! એમ હિમ્મત હારો નહિ." દીવાન ઉત્તેજીત સ્વરે ઉત્સાહ આપતાં બોલવા લાગ્યો. "આપણું લશ્કર ન્હાનું છે, પરંતુ તે કેળવાયલું તો છેજ, માટે તે તૈયાર કરો. અને પહાડસિંહ આવી ચ્હડે એ વખતે ચાહોય કરીને રણના મેદાનમાં બહાર પડવું, પહાડસિંહનું લશ્કર મ્હોટું છે એ ખરૂં, પરન્તુ તે આપણા લશ્કર જેટલું કેળવાયલું નથી એમ હું જાણું છું એટલે કદાચ જીત મળે તો ના નહિ, હીમત હારીને મુંગા મોઢે શત્રુને તાબે થવું એના કરતાં લડાઈના મેદાનમાં હાજર થવું એ વધારે સ્તુત્ય છે."

એક વીર ક્ષત્રિયને છાજે એવી રીતે દીવાન બોલ્યો એ દીવાન શુરવીર હતો, રજપુત હતો પ્રસાદને બંદીવાન્ કરનાર રાજા પ્રતિ તેને અણગમો હતો, તો પણ શત્રુને ચ્હડાઈ લઇને આવતો જોઇને તે મહારાજાને ઉત્સાહ આપવા લાગ્યો, દીવાનના શબ્દોએ મહારાજાને કેક અસર કરી.

તે દિવસે લશ્કરને તૈયાર કરવાનો હુકમ મહારાજાએ સેનાપતિને આપી દીધો!

# પ્રકરણ અગિયારમું.

## યુદ્ધ

વિશ્વસેન સંધ્યાસમયે પોતાના ખાસ બગીચામાં બેસીને નીચે પ્રમાણે આત્મગત ઉદ્ગાર કાઢી રહ્યો છે.

"શું થશે? પહાડસિંહના લશ્કરની પાસે મ્હારૂં લશ્કર કશીજ ગણત્રીમાં નથી, લડાઈના મેદાનમાં જવું એ કાળને વશ થવા સરખું છે વળી આ વખતે નીતિસેન કે તેના મિત્રો પણ મારાથી વિરૂદ્ધ છે નીતિશેન અત્યંત શુરવીર છે, તેના મીત્રો પણ તેના જેવાજ બલકે તેનાથી પણ વિશેષ શુરવીર છે તેઓ આ વખતે મને મદદ કરવાને બદલે શત્રુને મદદ કરશે ને પછી પાયમાલીજ સંભવેને? પણ હું નીતસેનને મદદ આપવા વિનવું તો? તો તે મારૂ કહેણુ સ્વીકારશે? હા સંભવ છે, નીતિસેન ઉદાર છે, મને માફી આપશેજ ને વળી તે સ્વદેશ પ્રેમી છે, એટલે દેશને સાચવવા તે પ્રાણ આપે એવો છે માટે મારે તેને નમી આપવુંજ પડશે, તે કહેશે તો પ્રસાદને સોંપી આપીશ, પ્રસાદ પણ આ વખતે બહુ ઉપયોગમાં આવી પડશે, તેના જેવા અદ્વીતીય વીર યુવકને વિના કારણ બંદીવાન-બનાવીને મેં સાચા શુરવીરોનો તેમજ પ્રજાનો

કોપ વ્હોરી લીધો છે, સાહસને વશ થઇને મેં ઘણુંજ ખરાબ પગલું ભર્યું છે, પ્રસાદની વીરતાના કિરણો મ્હારા જેવા પામરની આંખો શી રીતે સહી શકે? ખરેખર! પ્રસાદ પણ આ વખતે મને મદદ કરશે એવો સંભવ છે, કારણ કે તે પણ ઉદાર છે, મ્હારા આંસુઓ તેને ઉદાર બનાવશે ને પછી તે મને માફી આપવા પ્રેરાતાં દેશના રક્ષણ અર્થે શત્રુ સામે ઝુઝશે પ્રસાદ, નીતિસેન, ને તેનું મિત્રમંડળ મારી સાથે રણ મેદાનમાં હાજર થાય તો પહાડસિંહ હારપામે ને વિશ્વગઢ મારા કબજામાં રહેવા પામે, હા, પ્રથમ મારે નીતિસેનને મળવું જોઇએ."

વિશ્વસેનને આફત સમયે પ્રસાદની કિંમત સ્હમ જાઇએ પણ આનંદનો વિષય છે. વિશ્વસેન આ પ્રમાણે ઉદ્દગાર કાઢીને બગીચાની બહાર નિકળી પોતાના મહાલયના વિચાર ભુવનમાં આવ્યોને એક પહેરેગીરને નીતિસેનને બોલાવવા મોકલ્યો. થોડીવારે નીતસેન આવ્યો.

નીતિસેનને જોઇને વિશ્વસેન એકદમ તેના પગમાં પડી ગયા ને આંખમાંથી આંસુ વહાવવા માંડ્યા. નીતિસેન મ્હોટાભાઇ પ્રતિ કેટલા તિરસ્કારમાં હતો તે વાંચકોથી અજાણ્યું નથી, તોપણ જ્યારે મ્હોટા ભાઇને આંસુ ખેરવતો ને પોતાના ચરણ ચુમતો જોયો ત્યારે બંધુ ધર્મનું વૃક્ષ એકાએક ઉભું થઇ ગયું ને એ વૃક્ષમાંથી દિવ્ય સુગંધી ચોમર પ્રસરી રહી મ્હોટાભાઇ પ્રત્યેનો તિરસ્કાર વિલિન થઇ ગયો ને હર્ષથી દિલાસા ના રૂપમાં બોલ્યો.

" વડીલભાઇ ! શા માટે રડોછો ? શું આફત છે ? કહે શો ? "

" આવ, નીતિસેન ! બેસ–પછી બધી વાત કહું. "

એમ કહી વિશ્વસેન નીતિસેનને પોતાની ગાદી પાસે ગયો ને ઉભયબંધુ ગાદીપર બેઠા, વિશ્વસેનનું વદન મ્લાન હતું. આંખમાં ઝળઝળીકા હતા. હૃદયમાં વેદનાના ચમકાર હોઇ તેનો ભાવ વદનપર ઝળહળતો હતો.

ઘણા દુઃખિત સ્વરે વિશ્વસેન બોલ્યો:

" ભાઈ ! કુમારી ગઢના મહારાજા પહાડસિંહ આપણા વિંધ્યગઢ ઉપર ચડાઈ લઈને આવે છે એ વાતની તને ખબર નથી ? "

" છે. "

" તો પછી હવે આપણે શું કરવું ? તેનું લશ્કર અત્યંત મોટું છે ને આપણું લશ્કર ઘણું નાનું છે. તેની સાથે લડવામાં આપણો નાશજ થવાનો. માટે કહે જોઈએ આપણે શું કરવું ? જો વિનાકારણ તારા કરેલા મહાન ગુન્હા માટે હું માફી યાચું છું હાથ જોડુ છું. ભાઈ જાણીને ક્ષમા કર. "

" તેમાં ગભરાઓછો શાને ? લડાઈના મેદાનમાં હાજર થવું. જોઈ લઇશું પહાડસિંહ કેટલામાં છે તે ? "

" તું અને તારા વીરમિત્રો મારી મદદમાં રહેશો ? " વિશ્વસેન બોલ્યો:

"કેવો વીચિત્ર પ્રશ્ન ! વડીલભાઈ ! અમે તમારી મદદમાંજ છીએ. કદાચ મને બોલાવીને તમે ન પૂછયું હોત તોપણ અમે લડાઇના મેદાનમાં આવીને દેશના રક્ષણાર્થે અમારી જાનને મૃત્યુના મહાસાગરમાં હોમી દેતજ વિશ્વગઢના ભૂમિમાં પાકેલા અનાજથી અમારા દેહ પોષાય છે; તે કદી પણ શાંત રહેશે નહિ. શત્રુની સામા થવા અમે તૈયાર બેઠા છીએ. અમે બધાએ પહાડસિંહના લશ્કરમાં ઘુમવાનો નિશ્ચય અત્યાર પહેલાંથીજ કરી રાખ્યો છે તમે પ્રસાદને બંધીવાન્ બનાવ્યા, મ્હારી ઉત્સાને પણ કેદી બનાવીને મારોવધ કરવા પણ તૈયાર થઈ ગયા એ બધા તમારા અક્ષમનીય અપરાધો છે તોપણ એ અપરાધના કારણે આવે વખતે હું કે મારો સ્નેહી તમને મદદ ન કરીએ,–તમને મદદ કરવા નરતો દેશને શત્રુને હાથ જતો અટકાવવા મેદાનમાં જઇને તલ્વાર ન ચમકાવીએ તો અમે પરમાત્માના દ્રોહી ઠરીએ છીએ. ભાઇ ! થયું તે થયું તમે મારા વડીલ છો, હું તમારો ન્હાનો ભાઈ છું. નકી જાણજો કે હુંએ મારૂં મિત્રમંડળ તમારા પડખે ઉભા છીએ. બનશે ત્યાં સુધી પહાડસિંહને હાર ખવડાવી પાછો કાઢવાની ઇચ્છા છે. પછી હરિઆધિન."

"વાહ !" વીશ્વસેન બોલ્યો: "તારા જેવા નિર્મળ હ્રદયની કિંમતમેં નજકરી. મેં તરા ભયંકર અપરાધ કર્યા છે હવે પ્રસાદ અને ઉત્સાને મુક્ત કરૂં છું !"

" ભાઈ! પ્રસાદ અને ઉત્સા તમારા ભોંયરામાં છે જ ક્યાં? નીતિસેન બોલ્યો:

" ત્યારે ?"

" એ બાબતની હજુ સુધી ખબર પડી નથી ?" નીતિસેને કહ્યું,

" ના. અચંબો પામતા વિશ્વસેને જણાવ્યું,

જુઓ પ્રસાદ અને ઉત્સા ઉભય એ ભોંયરામાંથી મુક્ત થઇ ગયા છે. થોડા સમય પહેલાં જયંત કુમાર એ ભોંયરામાંથી પ્રસાદને મુક્ત કરી શક્યા છે. ને ઉત્સાતો ભોંયરામાં કેદ થતાં પહેલાંજ ન્હાસી ગઇ છે."

"પ્રસાદ ક્યાં છે, ત્યારે ?" વિશ્વસેન બોલ્યો.

"પ્રસાદ ઉત્સાની શોધ માટે ગયો છે!" નીતિસેને જણાવ્યું.

" ઉત્સાની શોધમાં ? તે ક્યાં ગઇ છે ?"

" તેક્યાં ગઇ છે તેની જ ખબર નથી. કોણ જાણે તે જીવતી હશે કે નહિ, પ્રસાદતો તેની તપાસ માટે જતો રહ્યો છે. જો એ આ વખતે હોય તો વધારે મદદ મળત. પણ મને ખાત્રી છે તે કાંઇ વધુ દૂર નિકળી ગયો નહિ હોય. વિશ્વગઢ ઉપર ચ્હડાઇ થઇ છે એવું પણ જો તે જાણવા પામશેતો જરૂર તે દોડી આવશે."

" હા. મેં પાપીએ કેટલું ભયકર કર્યું છે. ઉત્સા ભાઇની પુત્રીનો હું ઘાતક બન્યો! શું તે જીવતી હશે?"

" એ કાંઈ કહી શકાય નહિ. હું તો માનું છું કે તે જીવતી હશેજ નહિ કારણકે તે એકલી ન્હાસી છુટી છે; તે જંગલમાં હિંસક જાનવરોની સાથે શી રીતે ટકી શકે? કોઈ વાઘવરૂએ આટલા દિવસમાં જરૂર તેને ફાડી ખાધી હશેજ ! ભાઇ ? એ કેવી સુકોમળ છોકરી હતી? "

એટલું બોલતામાં નીતિસેનની આંખમાંથી ડબક ડબક આંસુ ખરવા લાગ્યા. વિશ્વસેન પણ રડી પડયો. ખરેખર ! ઉત્સા અત્યંત સુંદર છોકરી હતી, દેવની દીકરી જેવુ સંતાન અગદાઈ ગયું એ વિચારે બન્ને ભાઇઓ કયાંય સુધી રડતા રહ્યા. પછી નીતિસેને રજા માગી.

" ભાઇ ! હવે હું જઇશ. ને તમે નિશ્ચિંત રહેજો. લશ્કરની સઘળી તૈયાર કરી રાખજો. કંઈ ગફલતીમાં રહેશો નહિ. અમે બનશે ત્યાં સુધી પહાડસિંહને મહાત કરવાનાજ. અમારી તલ્વારના ચમકારમાં અમને વિશ્વાસ છે."

એટલું કહીને નીતિસેન ગયો. વિશ્વસેનની દીલગીરી કૈંક અંશે દુર થઈ. પ્રસાદ જેવા વીરને કેદી તરીકે રાખવો એ તો આભમાં બાચકા ભરવા જેવું છે એમ તેને લાગ્યું. સાથે ઉત્સાને કોઇ જાનવરે ફાડી ખાધી હશે એ વિચારે આંસુ આવતાં તે વધારે ખિન્ન થયો. પણ એ વિશેશ વિચાર છોડી દીધો. ને લશ્કરની તૈયારીમાં ચિત્ત પરોવ્યું.

બરાબર ફાગણ મહિનાના અજવાળીયાનો એકમને દિવસે કુમારી ગઢના મહારાજાની નોબત વિશ્વગઢના સી-

ભાડામાં ગાજી રહી વિશ્વસેન તૈયાર થઇ ગયો. તેણે પણ પોતાની નોબત ગગડાવી, બન્ને પક્ષના સૈનીકો મેદાનમાં હાજર થયા, નીતિસેન ને જયંત વિગેરે પણ મેદાનમાં આવી ગયા, પહાડસિંહનું લશ્કર અત્યંત વિશાળ હતું. તો પણ શત્રુને પરાજય પમાડવામાં ફત્તેહ મેળવીશું એવી નીતિસેનને આશા હતી. એ આશાના કિરણો તેના વદન પર ચળકતા હતા. યુદ્ધનાં વાજીંત્રો વાગ્યા ને તેની સાથે યુદ્ધ શરૂ થયું.

એ યુદ્ધ કેટલું ભયંકર લાગતું હતું? તેની કલ્પનાજ બસ છે, યોદ્ધા યોદ્ધાઓને હણે, મૃત-જખ્ખીના દેહ ઉપર થઈને અશ્વારોહીના અશ્વો દોડે, રણશિંગા આદિ રણ વાદ્યોનો અવાજ ગાજે, પાણી ચડાવનારા ચારણોના પડકારા સંભળાય, લોહીની નદીમાં ધુળ મળીને જે કાદવ થનો તેનાથી લડનારાના પગ ખરડાય, આ બધું દૃશ્ય અત્યંત ભયાનક હતું. ધુળથી આકાશ છવાઈ ગયું. લડાઇ બરાબર જામી. પહાડસિંહનું લશ્કર ભલે મ્હોટું હતું; તો પણ આઠદિવસ સુધી વિશ્વસેને લડાઇ ટકાવી રાખી. આઠ દિવસના ભયંકર રણસંગ્રામમાં ઉભય પક્ષના સેંકડો ઘવાયા –મરી ગયા.

નવમે દિવસે તુમુલ યુદ્ધ થયું. દીવાન અને બીજા યોદ્ધાઓની તે દિવસે ઘાત થઈ. ઘણું લશ્કર કપાઈ જતાં વિશ્વસેન હિંમત હારી બેઠો હારીને તાબે થયાનું કહેણુ

મોકલવું એવા વિચારેમાં તે તેને ના કૌવત બનાવ્યો અધુરામાં પુરૂં જયંત મૃત્યું પામ્યો. તેના બીજા સ્નેહીઓ પણ મરણ પામી ગયા. માત્ર એક નીતિસેન વીર બનીને શત્રુ દળમાં ઘુમતો તલ્વાર ફેરવતો હતો. તે જાય તો શત્રુની સ્હામે લડનાર કોઈ નથી એમ વિશ્વસેનને લાગ્યું; સાંજ પડે ને લડાઇ બંધ થાય એ વખતે નીતિસેનને સમજાવીને પહાડસિંહને તાબે થવાનું કહેણુ મોકલું એવો તેણે વિચાર કર્યો સાંજ પડવાની તે આતુર નયને રાહ જોઈ રહ્યો.

સાંજ પડવાને બે કલાકની વાર હતી. નીતિસેન શત્રુની સેનામાં પુર બહાદુરીથી લડતો હતો. તેની તલ્વાર એવી જોરથી ફરતી હતી કે કોઇ માણુસ તેની પાસે જઈ શકતું નહિ; અંતે પહાડસિંહનો તેની ઉપર ધસારો થયો. આજુબાજુથી શત્રુના માણુસોએ નીતિસેનને ઘેરી લીધો. તો પણુ નીતિસેન પોતાના શરીરની આસપાસ એવી કુશળતાથી તલ્વાર ફેરવો હતો કે તેના શરીરને કોઇ પણુ સ્પર્શી શકતું ન હતું.

પહાડસિંહ અશ્વ ઉપર હતો. તેણે નીતિસેનના હાથ પર એક ઘા માર્યો. સુભાગ્યે તે ઘા વધારે લાગ્યો નહિ. નીતિસેન વકરેલા વાઘની પેઠે ભયંકર બન્યો. જોત જોતામાં ઘેરો ઘાલીને ઉભેલા હજારો સૌનિકોને તેણે ધુળ ફાકતા કર્યા.

પછી તે પહાડસિંહના અશ્વ ઉપર ગયો. પહાડસિં-

ેહના પગ ઉપર તલ્વારનો ઘા નાખતાં તેણે પુષ્કળ જોર વાપર્યું; પણ પહાડસિંહે તે ચુકવ્યો. તેણે અશ્વ ઠેકાવીને એક તલ્વારને ઘા કર્યો; તે નીતિસેને ચુકવ્યો બન્ને વીર હતા સ્વર્ગ ભુમિની અપ્સરાઓ આકાશમાંથી ડોકીયા કરે એવી લડાઇ તેઓ લઢતા હતા.

નીતિસેનના ખભાપર એક ઘા પડયો તે ઘા કોનો હતો તે કહી શકાય નહિ; પરંતુએ ઘાની અસર એ થઇકે તેના હાથમાંની તલવાર દુર જઇને પડી. તે નિશસ્ત્ર થઇ ગયો દુર ઉડી ગયેલી તલ્વાર તે લઇ શકે એમ હતુ નહિ.

શત્રુને નિઃશાસ્ત્ર થયેલો જોઇ પહાડસિંહ અશ્વ પરથી નીચે ઉતર્યો; ને નીતિસેન તરફ ધસ્યો એકબાજુ વિશ્વસેન પોતાના બચેલા થોડા લશ્કર સાથે શત્રુના સૈનિકો સ્હામે લડી રહ્યો હતો, બીજીબાજુ એકલો નીતિસેન પહાડ-સિંહ સામે ચકી રહ્યો હતો. પરંતુ આખરે તે હિમ્મત હારી ગયો. તલ્વાર જતાં મૃત્યુને ડાચું ફાડીને ઉભેલું તેણે જોયું. પહાડસિંહ તેના શરીર પર ધસ્યો. નીતિસેન છટ-કવા માટે ગણાં ફાંફાં મારવા લાગ્યો; પરંતુ તેનું કંઇ વળ્યું નહિ.

અંતે તે મુર્છાખાઇ જમીનપર પડી ગયો. પહાડધિંહે તલ્વાર ઉગામી. જીવતો બાંધવા કરતાં હલાલ કરી નાખવાનો તેણે નિશ્ચય કર્યો. પરંતુ તે નીતિસેનના દેહને છેદી નાખે ત્યાર પહેલાં તેના ખભાપર એક, બે ત્રણ એમ ઉપરાઉપરી

તલવારના ઘા પડી ગયા, ઘણા ઘાથી તે જમીનપર પડી ગયો ને તેના માણસોએ જોયું તો પહાડસિંહ મૃત્યુ પામી ગયો હતો!

એ ઘા કરનાર કોણ હતો? નીતિસેનને અણીને વખતે બચાવનારને શત્રુને સંહારનાર એ વીરવર પ્રસાદ હતો. પહાડસિંહના મૃત્યુથી તેના લશ્કરમાં નાસ ભાગ થઈ રહી બીજીબાજુ વિશ્વસેન લડતો હતો ત્યાં પ્રસાદ પહોંચ્યોને ઘણાં સૈનિકોને કાપી નાખ્યા.

ખરૂં કહીએ તો પ્રસાદના પગલાથી વિશ્વસેનના વિજય ના આછા ચિહ્ન ચકચકિત થયા.

## પ્રકરણ બારમું

### વીરપુજન

વિશ્વસેન લડતાં લડતાં ઘાયલ થયો ને ધરણી પર ઢળી પડયો. શત્રુના સૈનિકો તેના શરીરને કાપી નાખવા પ્રેરાયા એવા એક સૈનિકની તલવાર પોતાના તાબામાં સ્થાન પામશે એમ વિશ્વસેને જોયું; પરંતુ પ્રસાદની તલવારના ઝટકે તે સૈનિક સ્વધામ સીધાવી ગયો. વિશ્સેન મરવાની અણી પરથી બચી જતાં કંઇક હોશિયારીમાં આવ્યોને આ વખતેજ તે કળી શકયો કે પોતાને બચાવનારને શત્રુની

સેનાને હંફાવનાર અન્ય કોઇ નહિ પરંતુ વીરવર પ્રસાદજ છે.

સાંજ પડી. દિવસનો અંત આવ્યો ને તેની સાથે યુદ્ધનો પણ અંત આવ્યો. વિશ્વસેનને વિજય મળ્યો. પહાડસિંહના શબને લઇને તેના માણસો કુમારી ગઢ પ્રતિ ઉપડી ગયા ને વિશ્વસેન પોતાના માણસો સાથે વિશ્વગઢમાં દાખલ થયો તેની વિજય કીર્તિ દીદીપ્યવાન થઈ રહી.

બીજે દિવસે એક મહાન્ સભા ભરવામાં આવી. પ્રસાદ, નીતિસેન તે સભામાં હાજર થયા. મહારાજા વિશ્વસેને પ્રસાદની અને નીતિસેનની વીરતાના વખાણ કર્યા તે એટલે સુધી કે તેમના પ્રતાપથીજ હું વિજય પામ્યો છું; ને આગળ જતાં જણાવ્યું કે જો પ્રસાદની ઈચ્છા હોય તો મારા રાજ્યની લગામ હું તેમને આપવા માગું છું."

પ્રસાદે રાજની સત્તા પોતા હાથમાં લેવાની નામરજી દર્શાવી, પછી નિતિસેને ઉભા થઇને જણાવ્યું.

"વીરવર પ્રસાદના પ્રતાપે મારોજાન મૃત્યુના મ્હોંમાં હોમાતા બચી શકયો પછી ખરૂં કહીએતો આ વિજયનો સઘળો યશ તેમનેજ ઘટે છે."

પ્રસાદે પોતાની દીનતા જાહેર કરી; તો પણ પ્રજાજનોએ તેમજ રાજાએ તે વીરનો સત્કાર કર્યો. તેના આધારેજ જય મળ્યો એમ માની સઘળાએ એ વીરનું પુજન કર્યું.

પ્રથમ મહારાજાએ પ્રસાદને એક મોટા સિંહાસન

પર બેસાડીને કુંકુમ ચોપડયું ને ફુલનીમાળા પ્રસાદના કંઠમાં આરોપી તે પ્રમાણે પ્રજાજનોએ કર્યું. ફુલનીમાળા પ્રસાદની છાતી ઉપર એટલી મ્હોટી સંખ્યામાં ઝુલવા લાગી કે બસ, કાંઈ હિસાબજ નહિ! વીરપુજન વિધિમાં બપોર થયાને કચેરી વિસર્જન કરવામાં આવી.

કચેરી વિસર્જન થયા પછી ખાનગી બેઠક મળી. તેમાં વિશ્વસેન નીતિસેન અને પ્રસાદ એ ત્રણજ હતા.

નીતિસેન બોલ્યો: "રાત્રે થાકેલા હોવાથી મેં તમને કાંઈ પૂછયું ન હતુ; હવે પુછું છું કે તમે જેની શોધમાં નિકળ્યા હતા ત્તે વિષે શું કર્યું?"

પ્રસાદ પોતાને ઉદ્દેશીને પૂછાયલા પ્રશ્નનો ઉત્તર આપતાં બોલવા લાગ્યો.

"સાંભળો! અહિંથી જે દિવસે ઉત્સાની શોધ માટે હું નીકળ્યો તે દિવસથી હું અવિશ્રાંત ફર્યો છું. મેં પુષ્કળ સહ્યુ છે. ભુખ તરસ વેઠી છે. વાઘવરૂના હુમલા જોયા છે. પરંતુ મારી તલવારના જોરે હિંસક પશુઓનો હું ભોગ થયો નહિ...."

"એ બધું જવાદો." નીતિસેન વચ્ચમાંજ બોલી ઉઠયો: "માત્ર એટલુ જ કહો કે ઉત્સા મળી કે નહિ?"

"હા." પ્રસાદે ટુંકો ઉત્તર આપ્યો.

"કયાં છે, કયાં છે મ્હારી પુત્રી ઉત્સા! પ્રસાદ! કહો જલ્દી કહો. મને તેનું મોઢું બતાવ્યો."

"એમ આકળા ન થાઓ." પ્રસાદ બોલ્યો "ચાલો મારે ઘેર ઉત્સાને મેં ત્યાં રાખી છે."

"હેં! શું સાચું કહો છો? ઉત્સા જીવતી છે? અહિં છે?"

"હા. નીતિસેન! ઇશ્વર કૃપાથી હું ઉત્સાને મેળવી શકયો છું!" પ્રસાદે જણાવ્યું.

---

## ઉપસંહાર.

---

પુત્રીનું મ્હોં જોઇને નીતિસેનને કેટલો, આનંદ થયો હશે તેનું વર્ણન કરવા અમારી કલમ કમ તાકાત છે. કયાંય સુધી પિતા પુત્રી સ્નેહાશ્રુ વહાવતા રહ્યા. વિશ્વસેનના આનંદનો પણ પાર ન રહ્યો.

*　　　*　　　*

શુભ મુહુર્ત્ત જોઇને પ્રસાદ અને ઉત્સાના લગ્ન કરવામાં આવ્યા. વિશ્વસેન અને નીતિસેને એ દીવ્ય યુગલને શુભાશિર્વાદ આપ્યા.

*　　　*　　　*

પ્રણયના પ્રથમ આદર્શની રાત્રી હતી. ઉત્સા અત્યંત સુંદર શણગાર સજીને શયનરૂમમાં આંટા મારતી. હતી તે પ્રસાદની થઇ એ વિચારે એટલા હર્ષમાં હતી કે તેની કલ્પના પણ ન આવે. પ્રસાદના આગમનની રાહ જોતી તે ખંડમાં ફરતી હતી.

પ્રસાદ આવ્યો. બન્નેના નેત્રો મળ્યા. અંતઃકરણ અંતઃકરણને મળવા આતુર બન્યા નેત્રો આનંદથી નાચી ઉઠયા, ઉત્સા નીચું જોઈ રહી.

પ્રસાદ કપડા ઉતારી પલંગ પર બેઠો. ઉત્સા નીચું જોઈને દુર ઉભી રહી હતી છુપી દૃષ્ટિએ પ્રસાદને જણાયું કે ઉત્સા આછું આછુ હસી રહી છે!

પ્રસાદ બોલ્યોઃ

" ઉત્સા! અહિં આવ!"

ઉત્સા કંઇ પણ બોલી નહિ, તેમ તેણે ઉંચી દૃષ્ટિ પણ કરી નહિ.

પ્રસાદ પુનઃ બોલ્યો:

" ઉત્સા! અહિં આવ! સાંભળતી નથી? બ્હેરી છે?"

" બ્હેરી છે?" એ શબ્દે ઉત્સા જાણે કે ચમકી. તેણે પ્રસાદ પ્રતિ દૃષ્ટિ સાધીને ઉતાવળે પ્રસાદની પાસે જઈને બોલી.

" બ્હેરી છું પણ તમારી, નાથ!"

" તે કોણ ના પાડે છે? પણ આમ મુંગી રહે એ ઠીક કહેવાય?"

" બ્હેરી કહી, મુંગી કહી, હવે કાંઈ કહેવાનુ છે?"

ઉત્સા મીઠું હસી. તેના નેત્રો નીચા નમી ગયા. જાણે પોતાના પતિને નમન આપતા હોય! પ્રસાદ, ઉત્સાના

વાક્ ચાતુર્યથી અંજાયો કે પણ બોલ્યા વિના તેણે ઉત્સાને પોતાની તરફ ખેંચીને પલંગ પર પોતાની બાજુમાં બેસાડી.

"ઉત્સા !" પ્રસાદ બોલ્યો,

"વ્હાલા !" ઉમળકાથી ઉત્સા બોલી.

"આખરે હું તારો થયો ને—"

"હું તમારી થઇ !" વચ્ચે ઉત્સા બોલી ઉઠી.

"ખરેખર ! શુદ્ધ પ્રેમનો વિજયજ થાય છે !" પ્રસાદ બોલ્યો, ઉત્સા ચૂપ રહી, પ્રસાદે તેની ચીબુક પકડીને પછી ચુંબનનો સુમધુર રણકાર ગાજ્યો શૃંગાર

આટલા આછા દર્શનની સાથે વાર્ત્તાની પૂર્ણાહુતિ કરવામાં આવે છે.

*　　*　　*

સંસારમાં ઉત્કૃષ્ટ વસ્તુ ! પ્રેમ એક ગણાય છે ?
ગાંધર્વને દેવો ખરે ! ગુણગાન તેના ગાય છે !
છે પ્રેમને વશ શ્રીપ્રભુ ! ભજનારની વ્હારે ચ્હડે !
પ્રમદા પ્રતિના પ્રેમ માટે અગ્નિ જવાળામાં પડે !
પ્રેમીજનો પૈસા તણી પરવા જરી કરતા નથી,
નીજ પ્રેમ માટે શિર દેવા પ્રેમીઓ ડરતા નથી,
નીર્મળ અને અવિચળ પ્રણયનો વિજય અંતે થાયછે
હા ! શુદ્ધ સુંદર પ્રેમની જયજય જગે બોલાય છે !
છે પ્રેમની સત્તા ઘણી દુઃખ, હર્ષ માંહી સ્થાપશે,
ઉત્તીર્ણ થાય કસોટીમાં તે પ્રેમીને સુખ આપશે !

જે પ્રેમીઓના પ્રેમમાં છે રંગના વિકારના
તે પ્રેમીઓ થાતાં અધિકારી પ્રભુદરબારના;
પ્રારંભમાં સંકષ્ટ આપે—અંતમાં આનંદ છે।
શુભ સ્નેહના ઉપાસકોને લાખવાર સુંધન્ય છે!

* * *

ઉત્સા–પ્રસાદ તણાં પ્રણુયમાં મલીનતા જોના હતી.
ને ઉભયદીલને ચાહવામાં લેશ કટુદાનત નતી,
એવા પ્રબળ સત્પ્રણુયનો અંતે થયો જયકાર છે!
સત્પ્રેમનો મહીમા ખરેખર દીવ્ય અતીવ–અપારછે!

* * *

પ્રિય વાંચકો! એવા સુપ્રેમીનાં ગુણા ગાવાગણા
એવાસુપ્રેમીઓ તણાં ચરણે નમસ્કારો ઘણા.

* * *

વિશ્વસેને પોતાની રાજ્યસત્તા પ્રસાદ કુમારને સોંપવાની ઈચ્છા કરી પ્રસાદ જેવા વીર આદર્શ ક્ષત્રિય યુવન પોતાનું રાજ્ય બરાબર ચલાવશે એમ તેને લાગ્યું. વિશ્વગઢનું રાજ્ય પોતાના કરતાં એવા વીર અને આદર્શ પુરૂષજ ભોગવે, પોતે રાજ્વીપદ માટે નાલાયક છે. વિગેરે વિચાર આપતાં પ્રસાદને પોતાનુ રાજ્ય ચલાવવા તેણે વિનતિ કરી.

પ્રથમતો પ્રસાદ કુમારે રાજ્યની લગામ પોતાના હસ્તમાં લેવા અનિચ્છા દર્શાવી પરંતુ જ્યારે મહારાજા વિશ્વસેને અંતઃકરણ પૂર્વક અતિશય આગ્રહ પૂર્વક કહેવા

માંડયું; ત્યારે પ્રસાદ કુમારે તાજ અને તલવારનો સ્વીકાર કર્યો.

વિશ્વગઢની સમસ્ત પ્રજાને પ્રસાદકુમાર પ્રિય હતો. તેના હાથમાં રાજ્ય આવ્યું એ જાણીને પ્રજાજનો ઘણાજ આનંદમાં આવી ગયા. પ્રસાદે પ્રજાજનોને રાજ્યસત્તા હાથમાં લઈને એક રાજા તરીકે જણાવી દીધું કે પોતે પ્રજાના હિત માટે પોતાનું લોહી રેડશે. પ્રજા જીવનને આદર્શ બનાવવા પોતે તનતોડ પ્રયાસ કરશે; ઉપરાંત પોતાના અમલ દરમ્યાન ગરીબ કે શ્રીમંત કોઇને પણ અન્યાય મળશે નહિ.

એક રાજા તરફથી આ પ્રમાણે મળેલા વચનથી પ્રજાજનો પોતાને નિર્ભય માનવા લાગ્યા. રાજા પ્રસાદકુમાર પ્રજાની પોતા પરની પ્રીતિ જોઇને પ્રસન્ન થયા.

* * *

વિશ્વસેન પ્રસાદને પીડવાના પાપના પરિતાપમાં અનુદિન બળવા લાગ્યો. તેને ખરેખરો પશ્ચાતાપ થવા લાગ્યો ને એ પશ્ચાતાપ કરતો કરતો તે મર્ત્ય લોકનો ત્યાગ કરી ગયો !

'મંગળ'



# (વાંચો) સચિત્ર ધાર્મીક પુસ્તકો.

સતીતારામતીવાર્તામાં સચિત્ર ૦-૧૦-૦
કોણચાલાક? સચિત્ર ૦-૧૦-૦
ખુનીની ખોપરી ... ૦-૮-૦
વિષનો વરસાદ ... ૦-૮-૦
પાપનું પડીકું ... ૦-૮-૦
જગતનો જાદુગર ... ૦-૮-૦
શવાશેરની શોધમાં ...૦-૮-૦
ડાકટર દૈત્ય ... ૦-૮ ૦
કપટ સીંહ ... ૦-૬-૦
સૈદી મુડદું ... ૦—૦
સોળવરસની સતી ...૦-૮-૦
મેના શેઠાણી ૦-૬-૦
સતિ તેજબા ૦-૬-૦
બરાસ કસ્તુરી ૦-૮-૦
ગજરામારૂ ૦-૮-૦
સદેવંતઅનેસાવલીંગા -૮-૦
ગુલબંકાવલી ૦-૮-૦
બત્રીસ પુતળી સંપુર્ણ ૨-૮-૦
સાડાત્રણ ભાઇબંધ ૦-૮-૦
ભયંકર ભુતાવળી ૦-૬-૦
ડીટેકટીવ કે દેવ ? ૦-૮-૦
ભજનસાગર ૦-૮-૦
ભજન ભંડાર ૦-૮-૦
કૃષ્ણ સુદામા સચિત્ર ૦-૧૦-૦
રાજભાષા (ઇંગ્રેજીસહેલાઈથી શીખવાનું સાધનકી.૧-૮-૦
સચિત્ર કોકશાસ્ત્ર કી. ૧-૮-૦
હુન્નર પ્રકાશ કી. ૨-૦-૦
રસીક ધોળ પદ કી. ૧-૪-૦
શુદ્ધ કાવ્ય દોહન૧ થી ૫ ભાગ કી. ૨-૦-૦
સુડા બહોતેરી કી. ૨-૦-૦
ગીરધરકૃતરામાયણકી. ૩-૦-૦
તુલસી કૃતરામાયણકી.૬-૦-૦
પૈસા કેમ કમાવા ? વ્યાપારી તાલીમ શીખવનારૂ સર્વોત્તમ પુસ્તક ૧-૮-૦
સ્વામીદયાનંદનું જીવન ચરિત્ર કી ૨-૦-૦
નઝીર કી. ૧-૦-૦
પંચીકરણ કી. ૨-૦-૦
મોટી ગાયનમાળા બાર ભાગ કી. ૦-૧૨-૦
" " આઠ ભાગ કી. ૦-૮-૦
" " છ ભાગ કી. ૦-૪-૦
મહાભારથ વલ્લભ વ્યાસનું કી. ૬-૦-૦
વિવેકાનંદનું જીવન ચરિત્ર સચીત્ર કી. ૩-૪-૦
સ્વામી રામતીર્થનું જીવન ચરિત્ર ૨-૮-૦

# યુવકરાજ



( વાંચો ) સચિત્ર “ ફાળીતા એક્કો ” કી ૮-૧૦-૦

બુકસેલર રણછોડલાલ મોતીલાલ શાહ.
રીચીરોડ અમદાવાદ.